સદ્‌વિદ્યા પ્રવર્તાવો પૃથ્વી પરે...

# ગુરુકુલ દર્શન

વર્ષ - ૪ • સપ્ટેમ્બર-૨૦૧૨ • અંક-૯
પંચવાર્ષિક લવાજમ : રૂા. ૨૫૦/-

સમર્થ સદ્‌ગુરુ શ્રી નારાયણદાસજી સ્વામી

સદ્‌ગુરુ ગાથા વિશેષાંક

સદ્‌ગુરુ વંદના મહોત્સવ

તા. ૨૫ થી ૩૧ ડિસેમ્બર-૨૦૧૨

ધીરુભાઈના નિવાસ સ્થાને યજ્ઞ પૂર્ણાહુતી, વડોદરા

સ્વયં સંચાલન દિન, સભામાં કથા કરતા વિદ્યાર્થીઓ

રાષ્ટ્રપતિ ભવનની મુલાકાતે SGVP ના વિદ્યાર્થીઓ

બાસ્કેટ બોલ ટૂર્નામેન્ટ વિજેતા SGVP ના વિદ્યાર્થીઓ

સમુહગાન સ્પર્ધામાં વિજેતા SGVP ના વિદ્યાર્થીઓ

સમૂહ મહાપૂજા કરતા સંતો તથા ભક્તો, વંથલી

સત્સંગ સભા, અખીયાણા

૧૦૮ કલાકની ધૂન કરતા ભક્તજનો, ફરેણી

-: સંસ્થાપક :-

સદ્‌વિદ્યા સદ્ધર્મરક્ષક પ્રાતઃસ્મરણીય પ. પૂ. ગુરુવર્ય
શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામી

# ગુરુકુલ દર્શન

વર્ષ-૪, સપ્ટેમ્બર - ૨૦૧૨, અંક-૯

: આશીર્વાદ :
પ. પૂ. પ્રાતઃસ્મરણીય શ્રી જોગીસ્વામી
: પ્રેરણા :
પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી

**પ્રકાશક** : પ.પૂ. પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી
**તંત્રી** : પાર્ષદ શ્રી શામજી ભગત
**સંપાદક** : શાસ્ત્રી શ્રી યજ્ઞવલ્લભદાસજી સ્વામી
**કલા સંયોજન**: હરિકૃષ્ણ ગ્રાફિક્સ, અમદાવાદ
**વ્યવસ્થાપન** : જગજીવનભાઈ પટેલ, ધવલ ભીમાણી
**તસ્વીર** : જી. વિઝન
**મુદ્રક** : સૂર્યા ઓફસેટ

| | |
|---|---|
| છુટક અંક | : રૂા. ૫/- |
| પંચ વાર્ષિક લવાજમ | : રૂા. ૨૫૦/- |
| આજીવન લવાજમ(૨૫ વર્ષ) | : રૂા. ૭૦૦/- |
| વિદેશમાં આજીવન લવાજમ | : $ ૧૧૦/- |

**લવાજમ અંગે પત્રવ્યવહાર**

'ગુરુકુલ દર્શન' કાર્યાલય
શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ - મેમનગર, અમદાવાદ-૫૨
ફોન (૦૭૯) ૨૭૯૧૨૫૯૧/૯૨
www.swaminarayangurukul.org
E-mail- darshan@sgvp.org

## જોગીડો આવે...

સોનાના છાજ મારા, રુપાના થાંભલા
માંડવડે ભીડ થઈ ભારી રે, મારો જોગીડો આવે...
માંડવડે મોતીના, તોરણ ને ચાકળાં
મેના ને મોરલા, મોતી ભરેલડાં
મોતીના મૂલ છે ભારી રે... મારો જોગીડો
જોગીની હાટડીએ, હીરા જોખાય છે
વીરલા ઈ હીરલા, હોંશે લઈ જાય છે
હીરાના મૂલ છે ભારી રે... મારો જોગીડો
જોગીને ખોબલે, સાકર વહેંચાય છે
સાકરનો સ્વાદ એ, નોખો વરતાય છે
સાકરના મૂલ છે ભારી રે... મારો જોગીડો
જોગીડે માંડવડે, રોપ્યા નિશાન છે
માધવ હું પરણું ને, મૂરતીયો કાન છે
માધવના મૂલ થ્યા ભારી રે... મારો જોગીડો

**તા. ૪ સપ્ટેમ્બર, ૨૦૧૨ - સ્વામી માધવપ્રિયદાસજી**
**સ્થળ :-** SGVP

જોગીસ્વામીના ૧૦૮ વર્ષને લક્ષ્યમાં રાખી આયોજીત 'સદ્‌ગુરુ વંદના મહોત્સવ'ના સંદર્ભમાં આ રચના છે.

**ભાવાર્થ :-** સોનુ સત્તવગુણનું પ્રતીક છે. રૂપુ રજોગુણનું પ્રતીકછે.

જગતના કલ્યાણ માટે જગદીશની જાન ધરતી ઉપર ઉતારે છે. જેમ બાપ જાન જોડી દીકરાને પરણાવવા માંડવે લઈ આવે એમ સદ્‌ગુરુ શ્રીહરિરૂપ વરને લઈને જીવ સાથે પરણાવવા પધારે છે.

મોતીડાં મુક્તિનું પ્રતિક છે. જીવ અને જગદીશના લગ્નનો માંડવો મુક્તિરૂપી મોતીઓથી શણગાર્યો છે.

જીવન્મુક્ત મેના અને મોર દિવ્ય આત્માઓ છે.

સદ્‌ગુરુની હાટડીએ આત્મજ્ઞાનના મોંઘામૂલા હીરા જથ્થાબંધ જોખાય છે.

જોગીસ્વામી જીવનભર ખોબા ભરીને બધાને સાકર વહેંચતા એ વાત પ્રસિદ્ધ છે.

લગ્નના માંડવે ખારેક અને સાકર વહેંચાયા જ કરતાં હોય છે પરંતુ જોગીસ્વામીની સાકર સાધારણ નથી , આ સાકર ભક્તિરસથી ભરી છે.

**'ગુરુગોવિંદ દોનું ખડે કાકો લાગુ પાય'**

આ ન્યાયે આ રચનામાં શ્રીહરિરૂપી મુરતીયાને માંડવે લઈ આવનાર સદ્‌ગુરુનું વિશેષ મહત્ત્વ દર્શાવવા માટે 'જોગીડો આવે' એમ કહેવાયું છે.

શ્રીહરિ સાથે પરણીને સાધારણ જીવ પણ મોંઘામૂલો બની જાય છે.

# સમર્થ સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામી જીવન ઝરમર ભાગ - ૨

## અદૃશ્ય દિવાલ અને ફકીરનો ઉદ્ધાર

જૂનાગઢ પાસે બિલખા ગામ છે. આ બિલખા ગામની પાસે ગરવા ગિરનારની ગોદમાં પીપળીયા નામનું ગામ આવેલું છે.

પીપળીયામાં ગલાભાઈ નામના હરિભક્ત રહેતા હતા. ગલાભાઈને નારાયણદાસજી સ્વામી સાથે ખૂબ હેત હતું.

એકવાર ગલાભાઈનો જૂનાગઢમાં રાધારમણદેવને થાળ કરી સંતોને રસોઇ દેવાનું મન થયું. એટલે તેઓ જૂનાગઢ આવ્યા.

જોગાનુજોગ એ દિવસે નારાયણદાસજી સ્વામી ૪૦ જેટલા સાધુઓને લઈને માંડણપરાની વીડીમાં ઘાસ વાઢવા ગયેલા.

ગલાભાઈએ જૂનાગઢમાં રસોઇ તો આપી પરંતુ સ્વામીની ગેરહાજરી હોવાથી એના મનને સંતોષ થયો નહિં.

સ્વામીના દર્શન વિના એને અધૂરું લાગ્યું એટલે તેઓ જૂનાગઢથી માંડણપરાની સીમમાં પહોંચ્યા. સ્વામી અહીં વીડી વઢાવી રહ્યા હતા. ગલાભાઈએ સ્વામીનાં દર્શન કર્યા.

સ્વામીએ કહ્યું, 'ગલાભાઈ! કેમ અચનાક આવવાનું થયું.' ગલાભાઈએ કહ્યું, 'સ્વામી! જૂનાગઢ દેવના થાળ અને સંતોને રસોઇ આપી હતી એટલે જૂનાગઢ ગયો હતો પરંતુ તમારા દર્શન ન થયા એટલે અહીં દર્શને આવ્યો છું!

ગલાભાઈની વાત સાંભળી સ્વામી ખૂબ જ રાજી થયા.

ગલાભાઈએ કહ્યું, 'સ્વામી! શ્રીજી મહારાજ અને તમારા જેવા સંતોની કૃપાથી મારે રાધારમણદેવને એક ભેંસ પણ દાનમાં દેવી છે. આપ કહો ત્યારે મંદિરે ભેંસ બાંધી જાઉં.'

સ્વામીએ કહ્યું, 'ગલાભાઈ! અમે થોડા સમયમાં જૂનાગઢ જઈશું. તમારી અનુકૂળતા પ્રમાણે ભેંસ લઈને આવી જજો.'

થોડીવાર પછી ગલાભાઈએ કહ્યું, 'સ્વામી! મારે એક ઉપાધિ છે.'

સ્વામીએ કહ્યું, 'ગલાભાઈ! જે હોય તે બોલો, મહારાજ તમારી ઉપાધિ દૂર કરશે.'

ગલાભાઈએ કહ્યું, 'મારા ફળિયામાં અવાર નવાર એક કૌતુક થાય છે. ફળિયામાં એક કબર છે. દરરોજ સાંજના સમયે એક ફકીર બે માણસોને સાથે લઈ ઘોડાગાડીમાં બેસીને આવે છે અને કબરમાં સમાય જાય છે. ત્યાર પછી ઘોડાગાડી ક્યાં અદૃશ્ય થઈ જાય છે ?તે ખબર પડતી નથી.'

'આ ફકીરથી મને કોઇ પરેશાની નથી પરંતુ દરરોજ આવું કૌતુક થાય છે એટલે મનમાં થોડી શંકા કુશંકા રહ્યા કરે છે.'

ગલાભાઈની વાત સાંભળી સ્વામી થોડીવાર સ્થિર થયા, નેત્રો બંધ કર્યાં, પછી આંખ ઉઘાડીને કહ્યું, 'ગલાભાઈ! તમારા ફળિયાની કબર અતૃપ્ત આત્માની કબર છે. એક જબરો ફકીર વાસના સાથે દેહ છોડવાથી પ્રેત થયો છે અને એનું શરીર ત્યાં દટાયેલું છે. એટલે એ દરરોજ ત્યાં આવ-જા કરે છે.'

ગલાભાઈએ કહ્યું, 'સ્વામી! આનો કોઇ ઉપાય ખરો?'

સ્વામીએ કહ્યું, 'ગલાભાઈ! ફકીર જબરો છે અને જાવો કઠણ છે.'

ગલાભાઈએ કહ્યું, 'સ્વામી! કંઇક દયા કરો અને મારી આ રોજની માથાકુટ મટાડો.'

સ્વામીને ગલાભાઈ ઉપર દયા આવી અને કહ્યું, 'ગલાભાઈ! તમે દેવને થાળ કર્યો, સંતોને રસોઇ આપી અને ભેંસના દાનનો સંકલ્પ કર્યો એટલે આપણા મંદિરના સિદ્ધેશ્વર મહાદેવ અને હનુમાનજી તમારી રક્ષા કરશે.'

આટલું કહી સ્વામીએ પડખેના ટાટના તંબુમાંથી પોતાની પૂજાની ઝોળી મંગાવી, ઝોળીમાંથી ચંદનની ગોટી બહાર કાઢી ગલાભાઈને આપીને કહ્યું, 'તમે આ ચંદનની ગોટી શુદ્ધ પાણીમાં બોળજો અને સ્વામિનારાયણ... મહામંત્રનું ભજન કરતા કરતા એ ચંદનવાળા પાણીથી તમારા ફળિયા અને ઘર ફરતી ધારાવાળી આપજો. મહારાજ તમારી ઉપાધિ દૂર કરશે.'

સ્વામીએ આપેલી ચંદનની ગોટી લઈને ગલાજી ઘેર ગયા.

સ્વામીએ કહ્યું હતું એ પ્રમાણે ગલાભાઈએ સ્વામિનારાયણ મહામંત્રના જપ સાથે ચંદનવાળા પાણીથી પોતાના ઘર અને ફળિયા ફરતી ધારાવાળી કરી અને હવે શું થાય છે તેની આતુરતાપૂર્વક રાહ જોવા લાગ્યા.

બરાબર સાંજનો સમય થયો અને ફકીરની ઘોડાગાડી આવી.

પાણીની લક્ષ્મણરેખા પાસે પહોંચતાં જ ફકીરની ઘોડાગાડીના ઘોડા અટકીને ઉભા રહી ગયા!

ફકીર ચમક્યો અને ચારે તરફ જોવા લાગ્યો.

ગલાભાઈ ફળીયામાં ખાટલા પર બેઠા હતા. હાથમાં માળા હતી અને સ્વામિનારાયણ મહામંત્રનો જપ કરી રહ્યા હતા.

ફકીરે દૂરથી સાદ કર્યો. 'અરે ભગત! તુને યે ક્યા કિયા ? એક દિનમેં ઇતની બડી દિવાર કૈસે ખડી કર દી. મૂઝે ભીતર આને કા રાસ્તા નહિં મિલ રહા હૈ.'

ગલાજીએ કહ્યું, 'ફકીર બાપુ! તમે કૃપા કરીને હવે બીજે રહેવા જાઓ. આ અમારું ઘર છે. આપ આ રીતે દરરોજ આવો એનાથી અમારા બૈરા છોકરાને ભારે ડર લાગે છે.'

ફકીર બોલ્યો 'અરે ભગત! તુમ બડે અચ્છે ભગત હો. મૈને કભી આપ લોગો કો પરેશાન કિયા નહિ હૈ ઔર નહિ કરુંગા. આપ મુજે ભીતર આને કા રાસ્તા દીખાઓ. મેં તુમ્હારા જો ભી મનોરથ હોગા ઉસકો પૂરા કરતા રહૂંગા.'

ગલાભાઈ બોલ્યા, 'બાપુ! મારા બધા મનોરથ તો મારા ગુરુ નારાયણદાસજી સ્વામીની કૃપાથી ભગવાન સ્વામિનારાયણ પૂરા કરે છે એટલે એ માટે મારે તમારી કોઈ જરુર નથી. આપ અહીં ઘણો સમય રહ્યા. હવે કૃપા કરીને બીજે સ્થાનકે જાવ. એજ મારો મનોરથ છે.'

ફકીર બોલ્યો, 'અરે ઓ ભગત! જૂનાગઢવાલા નારાયણદાસ તો બહુત બડા ફકીર હૈ હમારી ફકીરો કી સારી આલમ ઉનસે ડરતી હૈ ઔર આદર કરતી હૈ. અચ્છા! અબ સમજ મેં આયા, યે દીવાર તો નારાયણદાસજી કે ઇલમ સે ખડી હુઇ હૈ. હમારે સારે પીર-ફકીર યહાં પહોંચ જાયે તો ભી અબ યે દીવાર કો નહિં ભેદ સકતે હૈ, ઠીક હૈ ભગત! નારાયણદાસજી કી ઇચ્છા નહિ હૈ તો અબ હમ યહાં નહિં આયેંગે.'

આટલું કહીને ફકીર પોતાના માણસો અને ઘોડાગાડી સાથે અદશ્ય થઇ ગયો અને કાયમને માટે દેખાતો બંધ થઇ ગયો.

પ્રગટ પુરુષોત્તમ નારાયણના સંતનો પ્રભાવ અલૌકિક હોય છે. સમર્થ સંત નારાયણદાસજી સ્વામીની કૃપાથી ગલાભાઈની ઉપાધિ કાયમ માટે દૂર થઇ ગઇ.

## ઊનામાં મોટું મંદિર કરજો

ઉનામાં ભગવાન સ્વામિનારાયણ વિક્રમ સંવત્ ૧૮૫૬માં વર્ણીવેશે આવ્યા હતા. એ સમયે ઊનાના ગણેશ શેઠ અને હંસરાજભાઈ ગાંધી ભગવાન સ્વામિનારાયણના જોગમાં આવેલા.

સમય જતાં રાઘવાનંદ સ્વામી, કૃપાનંદ સ્વામી, વ્રજ્યાનંદ સ્વામી, ગુણાતીતાનંદ સ્વામી વગેરે ભગવાન સ્વામિનારાયણના મહાન સંતો બાબરીયાવાડ અને નાઘેરમાં ખૂબ જ વિચરણ કરતા કરતા ઉના પધારતા.

આ પવિત્ર સંતોના સમાગમથી આ શેઠીયાઓ એકાંતિક ભક્ત થયા હતા.

ભગવાન સ્વામિનારાયણે ગણેશ શેઠને દીકરા તરીકે લાલજી અર્પણ કર્યા હતા એ વાત સત્સંગમાં સુપ્રસિદ્ધ છે.

ગણેશ શેઠે લાલજીને પોતાના બંગલા ઘાટના મકાનના ઓરડામાં પધરાવ્યા હતા અને પવિત્ર બ્રાહ્મણ દ્વારા એમની સેવા-પૂજા, નૈવેદ્ય-આરતી વગેરે કરવાની વ્યવસ્થા કરી હતી.

આ દ્રષ્ટીએ ઉનાનું સ્વામિનારાયણ મંદિર ભગવાન સ્વામિનારાયણના સમયમાં થયું હતું એમ કહી શકાય.

ગુણાતીતાનંદ સ્વામીએ અહીં ગણપતિ અને હનુમાનજી પધરાવ્યા છે.

સમય જતાં સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીએ એ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવી લાલજી મહારાજની પુનઃ પ્રતિષ્ઠા કરી હતી.

વિક્રમ સંવત્ ૧૯૬૮ની સાલમાં સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામીનો ઊના દેશમાં ફરવાનો વારો આવ્યો. સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીએ નારાયણદાસજી સ્વામીને કહ્યું, 'ઊનામાં લાલજી મહારાજનું હાલ જે મંદિર છે તે જગ્યાએ મોટું મંદિર થાય એવું કરજો.'

નારાયણદાસજી સ્વામીએ કહ્યું, 'ભલે સ્વામી! આપની આજ્ઞા પ્રમાણે કરીશ પણ વરતાલથી આચાર્ય મહારાજશ્રીના આજ્ઞાપત્ર મેળવવાનું કેમ કરીશું?'

બાલમુકુંદદાસજી સ્વામીએ કહ્યું, 'આજ્ઞાપત્ર તમે જ મંગાવી લેજો.'

નારાયણદાસજી સ્વામીએ કહ્યું, 'ભલે સ્વામી!'

નારાયણદાસજી સ્વામી ઊના પધાર્યા. ઊનાના સત્સંગીઓ ખૂબજ રાજી થયા.

ઊનામાં પ્રથમ તો જુના મંદિરની જગ્યાએ હતુ તેથી મોટુ બંગલા ઘાટનું મંદિર બનાવવાનું જ આયોજન કરવાનું હતું પરંતુ નારાયણદાસજી સ્વામીને થયું, 'ઊના ભગવાન સ્વામિનારાયણનું મહાપ્રસાદીનું સ્થાન છે. મહારાજ અહિં વર્ણિવેશે પધારેલા છે. સ્વયં ભગવાને વનવિચરણ દરમિયાન પૂજેલા શાલિગ્રામ અહીં બિરાજે છે. વિશેષમાં શ્રીજી મહારાજે ગણેશ શેઠને અર્પણ કરેલા લાલજી મહારાજ પણ અહીં બિરાજે છે.'

'અહીં આસપાસના નાઘેર અને બાબરીયાવાડ વિસ્તારના ગામડાંઓમાં સત્સંગ ખૂબ જ ફેલાયેલો છે. આ બધા સત્સંગીઓને અવારનવાર જૂનાગઢ જવું મુશ્કેલ પડે છે. માટે આ મહાપ્રસાદીની જગ્યાએ શિખરબંધ મંદિર થાય તો આ સાગર કાંઠાના છેવાડાના ગામડાંઓને સરળતાથી દેવદર્શનનો લાભ મળે અને સત્સંગ સુદૃઢ થાય.'

આવું વિચારી સ્વામીએ ઉનાના આગેવાન સત્સંગીઓને ભેગા કર્યા અને પોતાના મનની વાત જણાવી.

સ્વામીએ કહ્યું, 'ભક્તો! જો તમે બધા રાજી હો તો આપણે બંગલા ઘાટના મંદિરને બદલે મોટું શિખરબદ્ધ મંદિર જ કરીએ.'

સ્વામીની વાતથી હરિભક્તો ખૂબ જ રાજી થયા અને સર્વાનુમતે શિખરબદ્ધ મંદિર કરવાનો નિર્ણય કરવામાં આવ્યો. નારાયણદાસજી સ્વામીએ અને હરિભક્તોએ આ અંગે વડતાલ મહારાજશ્રીને પત્ર લખી આજ્ઞાપત્ર મંગાવ્યો.

આચાર્યશ્રીએ આજ્ઞાપત્ર તો આપ્યો પરંતુ તેમાં લખ્યું કે, 'ઉનામાં મોટું મંદિર કરો, એમાં લાલજી મહારાજ અને શાલીગ્રામની સાથે દેવ પધરાવો તેમાં અમને વાંધો નથી પરંતુ શિખરબદ્ધ મંદિર કરવાથી રાધારમણદેવના મંદિરનો ધર્માદો ઓછો થાય અને જૂનાગઢનો મહિમા ઘટી જાય માટે શિખરબદ્ધ મંદિર ન કરવું એવી અમારી આજ્ઞા છે. બીજી વાત એ કે નવા મંદિરમાં દેવ પધરાવવા હોય તો પણ દેવને માટે બારે મહિના પાકો થાળ અને નૈવેદ્યની વ્યવસ્થા થઈ શકે એટલી રકમની વ્યવસ્થા થઈ શકે એમ હોય તો જ અમે મૂર્તિ - પ્રતિષ્ઠા કરવા આવીશું.'

વરતાલથી શિખરબદ્ધ મંદિરની ના આવી એટલે બધા મુંઝાયા. પરંતુ સ્વામીએ ભારે કુનેહપૂર્વક માર્ગ કાઢ્યો. સ્વામીએ કહ્યું, 'આપણે મંદિર મોટું કરીશું પણ શિખર હમણાં નહીં કરીએ. શિખર મહારાજની ઈચ્છા હશે ત્યારે થશે!'

સ્વામીએ પ્રથમ સાધુઓના ઉતારા માટેની ધર્મશાળા બંધાવી. ધર્મશાળાનું કામ ચાલતું હતું એ દરમિયાન નારાયણદાસજી સ્વામીએ ભારે કાળજીપૂર્વક જાતે મંદિરનો નકશો બનાવ્યો. મંદિરની લંબાઈ પહોળાઈ નક્કી કરી પાયાનું ખોદકામ શરુ કરાવ્યું.

જમીન પોચી હોવાથી પાયો પચ્ચીસ ફૂટ ઊંડો ગયો. હાલ જે મંદિર છે એટલો જ લાંબો, પહોળો તથા ઊંડો પાયો તૈયાર થયો. મચ્છુંદ્રીના કાળા ગોળમટોળ પત્થરોથી પાયા પૂરવાનું કાર્ય કરવાનું હતું.

એટલો મોટો ઉંડો પાયાનો ખાડો પૂરવાનું કામ કાંઈ નાનુ સુનુ નહોતુ પરંતુ સંતો હરિભક્તોની શ્રદ્ધા જબરી હતી.

ઉનાની આસપાસના ગામડાઓના હરિભક્તો હોંશે હોંશે ગાડાંઓ લઈ લઈને આવ્યા અને સેવાકાર્યમાં જોડાયા.

સંતો-પાર્ષદો-હરિભક્તો નદીમાંથી ગાડાં ભરી ભરીને પત્થર લાવવા લાગ્યા.

સખત પરિશ્રમ માગી લે એવી સેવા દ્વારા મંદિરના પાયા પૂરવાનું કામ પૂર્ણ થયું.

# ભગવાને બેલાની ખાણ બતાવી

મંદિરના ચણતર માટે મજબૂત, ટકાઉ અને મોટા બેલાની જરુર હતી. આવા પત્થર પોરબંદર, જૂનાગઢ કે ધ્રાંગધ્રા સિવાય ક્યાંય મળતા નહોતા. એટલે બધે દૂરથી પત્થર લાવવા ભારે મોંઘા પડતા હતા.

સ્વામીએ વિચાર્યું કે 'અહીં આસપાસના વિસ્તારમાંથી જ પત્થરની ખાણ મળી જાય તો જાતે જ ખાણ ખોદાવી બેલા કઢાવીએ જેથી કામ સરળ થાય.'

સ્વામીએ આગેવાન હરિભક્તોની આગળ વાત મૂકી.

હરિભક્તોએ કહ્યું, 'સ્વામી! એક તો એ માટે પરવાનગી લેવી પડે. પરવાનગીનું કાર્ય તો સરળતાથી અહીં બેઠા બેઠા જ પૂર્ણ થઇ શકે એમ છે પરંતુ મોટી મુશ્કેલી એ છે કે અહીંયા સારા પત્થર નીકળતા નથી. ગરીબ માણસોના ઝૂંપડાં થાય કે ઢોર બાંધવાના ફરજા થાય એવા સફેદ પત્થરોના ટૂકડા નીકળે છે. આપણે ખાણ રાખીએ અને સારા પત્થર ન નીકળે તો પૈસા પાણીમાં જાય.'

હરિભક્તોની વાત સાંભળી નારાયણદાસજી સ્વામી બોલ્યા, 'ભક્તો! ભગવાન ઉપર ભરોસો રાખો. પૃથ્વી બધેય સરખી છે, માટે જે પત્થર ધ્રાંગધ્રામાં નીકળે, જે પત્થર પોરબંદરમાં નીકળે કે જૂનાગઢમાં નીકળે એ પત્થર ઊનામાં પણ નીકળે!'

'જ્યારે મૂળીનું મંદિર કરવું હતું ત્યારે સ્વયં ભગવાન સ્વામિનારાયણે બ્રહ્માનંદ સ્વામીને પત્થરની ખાણ બતાવી હતી અને એ ખાણમાંથી મૂળીનું મંદિર થયું હતું. તો આપણું મંદિર પણ મહારાજ પૂર્ણ કરાવશે.'

'રાજની મંજૂરી મેળવવાનું કામ તમે કરો. બાકીનું કામ મહારાજ સંભાળી લેશે.'

સ્વામીના વચનમાં વિશ્વાસ રાખી હરિભક્તોએ રાજ્યની મંજૂરી મેળવવાની કાર્યવાહી શરુ કરી.

બીજી બાજુ સ્વામી હરિભક્તોને સાથે લઇને ખાણ માટેની જમીન જોવા પધાર્યા.

સ્વામીએ સ્વયં જમીન પસંદ કરી મહારાજને સંભારીને કહ્યું, 'આ સ્થળે ખોદવાનું શરુ કરો. મહારાજ આપણું કામ પૂરું કરશે.'

સ્વામીએ બતાવેલા સ્થળે ખાણીયાઓએ ખાણ ખોદવાનું શરૂ કર્યું.

ભારે ચમત્કાર સર્જાયો. ધાર્યો નહોતો એવો સારો પત્થર ખાણમાંથી નીકળવા લાગ્યો.

આમ, ઘર આંગણે નીકળેલા પત્થરથી મંદિર નિર્માણનું કામ ધમ-ધોકાર ચાલવા લાગ્યું.

મંદિરના નિર્માણ કાર્યની આ સેવામાં મોટા સમઢિયાળા, નાના સમઢિયાળા, નાની-મોટી મોલીઓ, મોતીસર, સામતેર, હરમડિયા, જરગલી, ફાટસર, ઇંટવાયા, ટીંબી, માણસા, ગાંગડા, ગરાળ, કાંધી, વડવીયાળા વગેરે અનેક ગામના હરિભક્તો હોંશે હોંશે ભાગ લેતા હતા.

ગણેશ શેઠના વંશજ મોતીચંદ શેઠ એ વખતે ઉનાના નગરશેઠ હતા અને મંદિર નિર્માણકાર્યમાં ખૂબ જ ધ્યાન આપતા હતા.

મોઢ જ્ઞાતિના અગ્રણી શેઠ દુર્લભજીભાઈ કોઠારી તરીકે સેવા આપતા હતા.

ઉનાના વણિક-મોચી-કોળી વેગરે વિવિધ જ્ઞાતીના ભક્તજનો પણ જેનાથી જે બની આવે એવી તન-મન-ધનથી સેવા કરી રહ્યા હતા.

નાઘેર બાબરિયાવાડના આગેવાન ભક્તો હરમડીયાના મેપાભાઈ હુંમર, જરગલીના નથુભાઈ શીંગાળા, ફાટસરના કાળાભાઈ, નાના મોટા સમઢીયાળાના આહિર ભક્તો, માણસાના દરબારો, ટીંબીના વણિકો તેમજ કોળી ભક્તો અને સમસ્ત બાબારીયા નાઘેર વિસ્તારના કણબી ભક્તો મંદિરના નિર્માણ કાર્યમાં સેવાઓ આપતા હતા.

મંદિરનું નિર્માણકાર્ય ભારે ઉત્સાહપૂર્વક આગળ ધપી રહ્યું હતું.

આ દરમિયાન બાલમુકુંદદાસજી સ્વામી પણ એક-બે વખત ઉના પધાર્યા હતા અને મંદિરનું કાર્ય જોઇને અંતરનો રાજીપો વ્યક્ત કર્યો હતો.

નારાયણદાસજી સ્વામીના અંતરમાં 'વરતાલ તરફથી કોઇ મુશ્કેલી નહિં થાયને?' તેવી દહેશત હતી.

બાલમુકુંદદાસજી સ્વામીએ નારાયણદાસજી સ્વામીને કહ્યું કે, 'તમે કોઇ જાતની મૂંઝવણ રાખશો નહિં, મહારાજને સંભારીને મંદિરનું કાર્ય આગળ ચલાવો. બીજી બધી ચિંતા શ્રીજી મહારાજ ઉપર છોડી દો. મહારાજનું કામ મહારાજ સંભાળી લેશે.'

બાલમુકુંદદાસજી સ્વામીનો રાજીપો મળતાં નારાયણદાસજી સ્વામીને ખૂબજ હૂંફ મળી. સ્વામીએ ઊના મંદિરના નિર્માણનું કાર્ય આગળ ધપાવ્યે રાખ્યું.

આ દરમિયાન વિ. સં. ૧૯૭૨માં સદ્‌ગુરુ

બાલમુકુંદદાસજી સ્વામી અલૈકિક ઐશ્વર્ય બતાવી અક્ષરવાસી થયા.

વિક્રમ સંવત્ ૧૯૭૫માં ઊના મંદિરનું નિર્માણકાર્ય પૂરું થયું અને મૂર્તિ પ્રતિષ્ઠાની તૈયારી કરવામાં આવી.

મંદિરના મધ્ય ખંડમાં શ્રી લક્ષ્મીનારાયણ દેવ, હરિકૃષ્ણ મહારાજની પ્રતિમાઓના નિર્માણ કાર્યની સેવા ગણેશ શેઠના વંશજ શેઠ કેશવલાલ ઝવેરચંદ તરફથી કરવામાં આવી હતી અને દક્ષિણ ખંડમાં ઘનશ્યામ મહારાજની મૂર્તિની સેવા શેઠ કેશવલાલ હિરાચંદ તરફથી કરવામાં આવી હતી.

મૂર્તિ પ્રતિષ્ઠા મહોત્સવ માટે શેઠ શ્રી કેશવલાલ ઝવેરચંદ, નારાયણદાસ ઘેલાભાઈ અને માધવજીભાઈ ગાંધી આ ત્રણ આગેવાન હરિભક્તોની કમિટી બનાવવામાં આવી હતી.

વિ. સં. ૧૯૭૬ના મહાસુદ વસંતપંચમીના રોજ મૂર્તિ પ્રતિષ્ઠાનું શુભ મૂહુર્ત આવતું હતું. આચાર્ય શ્રી શ્રીપતિપ્રસાદજી મહારાજે 'ઠાકોરજીના કાયમી થાળ અને નૈવેદ્યની વ્યવસ્થા થાય તો જ અમે મૂર્તિ પ્રતિષ્ઠા માટે આવીશું' એવી શરત મૂકી હતી.

આ વ્યવસ્થા માટે લગભગ છ હજાર રૂપિયાની જરુર હતી. એ જમાનામાં આ રકમ ઘણી મોટી ગણાતી હતી.

નારાયણદાસજી સ્વામીના મનમાં વિચાર આવતો હતો કે 'આ સેવા કરવાનું કોને કહેવું?'

સ્વામીની દૃષ્ટિ માધવજીભાઈ ગાંધી ઉપર ઠરી.

## દેવનો પહેલો થાળ ગાંધી પરિવારનો

માધવજીભાઇ ગાંધીના પરિવારમાં રામાનંદ સ્વામી વખતથી સત્સંગ હતો. આ પરિવાર શ્રીજીમહારાજ તેમજ રાઘવાનંદ સ્વામી, ગુણાતીતાનંદ સ્વામી વગેરે મોટા સંતોનો કૃપાપાત્ર હતો.

ઉનાના ગણેશ શેઠની જેમ જ હંસરાજ ગાંધી પણ સત્સંગમાં વિખ્યાત છે.

હંસરાજ ગાંધીના પરિવારમાં સવચંદભાઇ, જેચંદભાઈ વગેરે થયા. જેચંદભાઇને ત્યાં લાલજીભાઇ નામે પુત્ર થયા.

લાલજીભાઇને ત્યાં ભક્તરાજ માધવજીભાઇનો જન્મ થયો હતો.

માધવજીભાઇ તથા તેમના પત્ની કેશરબા અત્યંત ભાવિક હતા.

માધવજીભાઇ ભેંશો રાખતા તેથી એમને ઘરે સારુ દુઝણું હતુ. કેશરબા દરરોજ દહીં, દૂધ, માખણ, છાશ, અથાણા, પાપડ વગેરે મંદિરે મોકલતા રહેતા.

માધવજીભાઇનો ત્યાં દુર્લભજીભાઇ, માણેકચંદભાઇ, પાનાચંદભાઇ અને નરોત્તમભાઇ નામે ચાર દીકરા હતા.

આ ચારેય દીકરા પોતાના માતાપિતા જેવા જ શ્રદ્ધાવાન અને સેવાભાવી હતા.

માધવજીભાઇના બીજા નંબરના દીકરા માણેકચંદભાઇ સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીના આશીર્વાદથી મુંબઇ ગયા હતા અને ધંધાપાણીમાં માંડ માંડ સ્થીર થઇ રહ્યા હતા.

માધવજીભાઇનો વ્યવહાર સાધારણ હતો છતાં સ્વામીને માધવજીભાઈ ઉપર ભરોસો હતો કે 'દેવના પહેલા થાળની સેવા એ જરુર કરશે.'

સ્વામીએ માધવજી ભાઈને બોલાવ્યા અને કહ્યું કે 'માધવજી! અમારે તમારી પાસેથી એક સેવા લેવી છે.'

માધવજીભાઈએ હાથ જોડી વગર સંકોચે કહ્યું, 'સ્વામી! આપ જે કહેશો તે કરીશ.'

સ્વામીએ કહ્યું, 'મંદિરનું કામ પૂર્ણ થવા આવ્યું છે. મૂર્તિઓ પણ આવી ગઇ છે. પરંતુ કાયમી થાળ અને નૈવેદ્યની વ્યવસ્થા કરવાનો આચાર્ય મહારાજશ્રીનો આદેશ છે તો આ સેવા તમે કરો.'

માધવજીભાઈએ કહ્યું, 'સ્વામી! એમાં કેટલો ખર્ચ થશે?'

સ્વામી બોલ્યા, ' આશરે છ હજાર રૂપિયાના વ્યાજમાંથી દેવોના કાયમી થાળ અને નૈવેદ્ય થઇ શકે.'

એ સમયે માધવજીભાઈની આર્થિક સંપત્તિ ઘણી ઓછી હતી છતાં સ્વામીના પ્રસ્તાવને એણે હરખભેર વધાવી લીધો અને કહ્યું, 'સ્વામી! મારો વ્યવહાર સાધારણ છે, વર્ષ મોળું છે છતાં આપ જેવા સંતને રાજી કરવા માટે આ સેવા હું અવશ્ય કરીશ. પરંતુ એકવાર મને મારા પરિવાર સાથે વિચારણા કરી લેવા દો.'

સ્વામી બોલ્યા, 'ભલે માધવજી! તમે કુટુંબ પરિયાણ કરી મને મળો.'

માધવજીભાઈ ઘેર ગયા. પોતાના ધર્મપત્ની કેસરબા અને ચારેય પુત્રો સાથે ચર્ચા વિચારણા કરી.

માધવજીભાઈએ કહ્યું, 'તમે બધા જાણો છો કે આપણો વ્યવહાર સાધારણ હોવાથી છ હજાર રૂપિયા

કાઢવા આપણા માટે કઠણ છે. પરંતુ ભગવાન જેવા સંત નારાયણદાસજી સ્વામી રાજી થાય તે માટે આ સેવા કરવાની મેં હા પાડી છે.'

માધવજીભાઈની વાત સાંભળી બધાએ એક અવાજે કહ્યું કે, 'ભલે કઠણ પડે પણ આપણે સ્વામીને રાજી કરી લેવા છે. તમે સેવાની હા પાડી એમાં અમે બધા રાજી છીએ.'

પરિવારના સભ્યોનો ઉત્સાહભર્યો એકસૂર જોઈ માધવજીભાઈને આનંદ થયો.

તેઓ પોતાના ચારેય દીકરાઓને સાથે લઈ સ્વામી પાસે આવ્યા. સાથે છ હજાર રૂપિયા પણ લેતા આવ્યા.

માધવજીભાઈએ સ્વામીને વંદન કરી કહ્યું, 'સ્વામી! આપે જે સેવા ચીંધી એમાં અમારો આખો પરિવાર રાજી છે.' આટલું કહી માધવજી શેઠે સ્વામીના ચરણમાં છ હજાર ભરેલી કોથળીયો અર્પણ કરી.

આજની દૃષ્ટિએ મૂલવીએ તો એ જમાનામાં આ રકમ હજારો ગણી મોટી ગણાય.

સ્વામી આ પરિવારની આવી ઉત્તમ ભાવના જોઈ અત્યંત રાજી થયા અને બોલ્યા, 'માધવજી! તમે ખૂબ મોટી સેવા કરી છે. મહારાજ તમારા બધા મનોરથ પૂર્ણ કરશે.'

માધવજીભાઈએ સ્વામીને હાથ જોડી કહ્યું, 'સ્વામી! મારે બીજી તો કોઈ ઈચ્છા નથી પણ આ છોકરાઓ ઉપર તમે દયા દૃષ્ટિ કરો અને આશીર્વાદ આપો કે તેઓ સુખી થાય.'

સ્વામી બોલ્યા, 'શેઠ! એક તો આ તમારા છોકરાની માએ દરરોજ દૂધ-દહીં-માખણ-છાશ-અથાણા વગેરેથી ઠાકોરજી તથા સંતોની સેવા કરી છે. બીજું, તમારો વ્યવહાર સાધારણ હોવા છતાં અમારા વચને તમે આટલી મોટી રકમ અર્પણ કરી એટલે દેવ તથા શ્રીજી મહારાજ તમારા પૂરાયે પરિવાર ઉપર ખૂબજ રાજી થશે.'

'તમારા આ દીકરાઓ ખૂબ સારા સત્સંગી થશે. એમના ઉપર લક્ષ્મીજીની મે'ર વરસશે. એના અન્ન ધનના કોઠાર છલકાતા રહેશે. તેઓ મોટા મોટા દાન કરી કરી સત્સંગ અને સમાજમાં સારી પ્રતિષ્ઠા મેળવશે.'

ગાંધી કુટુંબ ઉપર બાલમુકુંદદાજી સ્વામીના આશીર્વાદ તો હતા જ, તેમાં સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામીના આશીર્વાદનો ઉમેરો થયો.

આ ગાંધી કુટુંબ મુંબઈમાં જઈને વસ્યું. મોટા સંતોની કૃપાથી એમના એલચી, કેસર, મરીમસાલાના વેપાર ધંધા ખૂબ જ વિકસ્યા. એમની 'ગાંધી એન્ડ સન્સ' ની પેઢી ખૂબ જામી અને પ્રતિષ્ઠા પામી.

તેઓ 'એલચી કેસર વાળા' તરીકે સત્સંગમાં ખ્યાતિ પામ્યા. ગાંધી પરિવારને ભગવાને ખૂબ સંપત્તિ આપી. તો સામે આ પરિવારે મોટી મોટી સખાવતો પણ ખૂબ કરી. મહાન સત્પુરુષના આશીર્વાદ લલાટના લખેલા પ્રારબ્ધને કેવા ફેરવી નાખે છે? એનું પ્રસિદ્ધ ઉદાહરણ આ ગાંધી પરિવાર છે.

આચાર્ય મહારાજશ્રીએ દેવના કાયમી થાળની જે શરત મૂકી હતી તે ગાંધી પરિવાર દ્વારા પૂર્ણ થઈ.

ઉના ખાતે મૂર્તિ પ્રતિષ્ઠા મહોત્સવ ધામધૂમથી ઉજવાયો. સમસ્ત સોરઠ દેશ તેમજ જૂનાગઢ, વરતાલ, અમદાવાદ, ગઢડા, મૂળી, ધોલેરા વગેરે વિવિધ સ્થાનોમાંથી સંતો, બ્રહ્મચારીઓ, પાર્ષદો ઉપસ્થિત રહ્યા અને હજારો હરિભક્તો ભેગા થયા.

વડતાલથી આચાર્ય શ્રીપતિપ્રસાદજી મહારાજ પધાર્યા. વિ. સં. ૧૯૭૬ના મહાસુદી વસંતપંચમીના રોજ આચાર્ય મહારાજશ્રીના વરદ હસ્તે મૂર્તિઓની પ્રતિષ્ઠા થઈ.

સર્વત્ર જયજયકાર થયો.

## અધૂરા શિખરો પૂરા થયા

ઉના મંદિરનું કાર્ય પૂર્ણ થયું, મૂર્તિઓ પધરાવાઈ ગઈ પરંતુ શિખરોનું કામ સંજોગવશાત્ બાકી રહી ગયું હતું.

સમય જતાં સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામી ધામમાં ગયા. સ્વામીના આ અધૂરા કાર્યને પૂરું કરવાનો ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજે દૃઢ સંકલ્પ કર્યો. નારાયણદાસજી સ્વામી પ્રત્યે ગુરુદેવને ખૂબ જ હેત હતું. ગુરુદેવના દીક્ષા ગુરુ પુરાણી સ્વામી ગોપીનાથદાસજી હતા. પરંતુ પુરાણી સ્વામીના વહેલા ધામમાં જવાથી એમની સાથે રહેવાનો વિશેષ અવસર ગુરુદેવને પ્રાપ્ત થયો નહોતો.

નારાયણદાસજી સ્વામીએ ગુરુની પેઠે જ ગુરુદેવના જીવનું જતન કર્યું હતું.

ગુરુદેવનો ઉના દેશમાં ફરવાનો વારો આવ્યો. સ્વામીએ ઉનાના આગેવાન હરિભક્તોને ભેળા કરી શીખરોનું અધૂરું કાર્ય પૂર્ણ કરવાનો પોતાનો શુભ સંકલ્પ જાહેર કર્યો.

ઉનાના શેઠિયાઓ અને આગેવાન હરિભક્તો

સ્વામીની વાત સાંભળી અત્યંત રાજી થયા.

શિખરના નિર્માણ માટે ફંડફાળો શરુ થયો. એજ વખતે વચલા શિખરની સેવા ગણેશ શેઠના પરિવારના શ્રી કેશવલાલ ઝવેરચંદે ઉત્સાહથી ઉપાડી લીધી.

ગાંધી પરિવારના માણેકચંદભાઈએ બીજા શિખરની સેવા કરવાનો સંકલ્પ જાહેર કર્યો.

ત્રીજા શિખરની સેવા પરષોત્તમભાઈ માધવજીભાઈએ સહર્ષ સ્વીકારી.

આ રીતે ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજના માર્ગદર્શન નીચે ત્રણેય મુખ્ય શિખરો તેમજ હનુમાનજી-ગણપતિજીના શિખરોનું કામ ખૂબ ઉત્સાહથી પૂર્ણ થયું.

મહાન સદ્‌ગુરુનું અધૂરું કાર્ય પૂર્ણ કરવામાં નિમિત્ત થવાથી સદ્‌ગુરુ શાસ્ત્રીજી મહારાજના અંતરમાં ભારે સંતોષ અને આનંદ થયો.

## મહારાજે સીધા સામગ્રી પૂરા પાડ્યા

અમરેલી જીલ્લાના ખાંભા તાલુકામાં ગીર વિસ્તારમાં હનુમાનપરા ગામ આવેલું છે.

આ ગામમાં ખૂબ સારો સત્સંગ છે. આ ગામના હરિભક્તોએ સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામી, સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામી તથા સદ્‌ગુરુ કૃષ્ણચરણદાસજી સ્વામી વગેરે મહાન સંતોની સેવા કરી રાજીપો મેળવ્યો હતો.

વિ. સં. ૧૯૭૬ની સાલ હતી. આચાર્ય શ્રી શ્રીપતિપ્રસાદજી મહારાજ વડતાલથી ઉના દેવોની પ્રતિષ્ઠા માટે જઈ રહ્યા હતા.

સંતો, પાર્ષદો, બ્રહ્મચારીઓના સંઘ સાથે મહારાજશ્રી ઓઢાના સમઢિયાળા, ખાંભા વગેરે ગામડાંઓમાં વિચરણ કરતા હનુમાનપરા પધાર્યા.

સાંજનો પાંચ વાગ્યાનો સમય હતો. હરિભક્તોએ સંઘના ઉતારા માટે તંબુઓ અને રાવટીઓ તૈયાર રાખ્યા હતા અને જમવા માટેની બધી જ તૈયારીઓ કરી રાખી હતી.

સંઘ સાથેના હાથી, ઘોડા, ઊંટ વગેરે પશુઓને બાંધવાની તેમજ પશુઓ માટે નીરણ, પૂળા વગેરેની પણ ખૂબ સારી વ્યવસ્થા કરી રાખી હતી.

એવામાં કુદરતને કરવું ને અચાનક જોરદાર વરસાદ પડ્યો. આખા ગામમાં કાદવ-કીચડ થઈ ગયું. ચાલી શકાય એવું પણ રહ્યું નહિં.

અણધાર્યા વરસાદને લીધે બધી જ વ્યવસ્થા પડી ભાંગી. રસોઈ માટે સીધા પાણીની બધી જ વ્યવસ્થા તૈયાર હતી પરંતુ ભારે વરસાદને લીધે રસોઈ કેમ કરવી? અને કદાચ રસોઈ થાય તો પણ આ કાદવ કીચડમાં રાંધેલું ભોજન જુદી જુદી રાવટીઓમાં કેમ પહોંચાડવું? એ મોટી સમસ્યા હતી. સામે સંઘને ભૂખ્યો પણ કેમ રખાય ? એ પ્રશ્ન હતો.

ગામમાં કોઈ હરિભક્તને ત્યાં શેરડીનો વાઢ હતો. સેવાભાવી યુવાનો વરસતા વરસાદે કાદવ કીચડ ખૂંદતા ખૂંદતા વાડીએ પહોંચ્યા. શેરડી વાઢીને ભારા બાંધ્યા અને જુદી જુદી રાવટીઓમાં શેરડી પહોંચાડી દીધી.

સંઘે પણ મીઠી મધ જેવી શેરડી આરોગીને મીઠી નિંદરમાં રાત વિતાવી દીધી!

બીજે દિવસે બપોરે સંતો-બ્રહ્મચારીઓએ રસોઈ કરી. સમસ્ત સંઘને આનંદથી જમાડવામાં આવ્યો.

સંઘ એક ટંક રોકાઈને નીકળી જવાનો હતો એટલે હરિભક્તોએ એક ટંકના સીધા સામાનની વ્યવસ્થા કરી હતી.

વરસાદને લીધે કાદવ ખૂબ થયો હોવાથી નીકળવું મુશ્કેલ હતું. એટલે ન છૂટકે સંઘને બીજી રાત પણ રોકાવું પડ્યું.

હવે બન્યું હતું એવું કે હરિભક્તોએ એક ટંક માટેની જ સીધા સામગ્રી ભેગી કરી હતી. સાંજના સીધા સામાન માટે શું કરવું? એ પ્રશ્ન હતો. માત્ર ડેડાણથી જ સીધુ સામાન લાવી શકાય તેમ હતું.

કીચડને લીધે ગાડાં ડેડાણ જઈ શકે તેમ નહોતાં એટલે હરિભક્તોએ ઘોડાઓ તૈયાર કર્યા.

સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામીએ પૂછ્યું, 'કેમ ઘોડા તૈયાર કર્યા?'

હરિભક્તોએ કહ્યું, 'સ્વામી! સાંજના સીધા સામાનની વ્યવસ્થા કરવા માટે ડેડાણ જવું પડે તેમ છે.'

સ્વામીએ કહ્યું, 'ડેડાણ જવાની જરુર નથી. મહારાજ ગમે ત્યાંથી સીધું સામાન પૂરું પાડશે. તમે શાંતિથી સંતોનાં દર્શન કરો અને સત્સંગ કરો.'

સ્વામીનાં વચનમાં વિશ્વાસ રાખી હરિભક્તોએ ડેડાણ જવાનું માંડી વાળ્યું.

બપોર પછી આશ્ચર્યકારક ઘટના બની. આચાર્ય મહારાજશ્રી અને સંતો હનુમાનપરા પધાર્યા છે એ ખબર આસપાસના ગામડાંઓમાં પહોંચી ગઈ હતી એટલે ફાચરીયા, ડેડાણ, નીંગાણા, જામકા, ગોરાણા વગેરે

ગામડાંઓના હરિભક્તો દર્શને આવવા લાગ્યા. સાથે સાધુ સંતોને રસોઇ આપવા માટે ગોળ, ઘી, ખાંડ, લોટ વગેરે સીધું સામાન પણ લેતા આવ્યા.

જ્યાં એક ટંકનું પણ સીધું સામાન નહોતું ત્યાં ત્રણ દિવસનું સીધું ભેળુ થઇ ગયું!

સમર્થ સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામીના વચનો સિદ્ધ થયાં. શ્રીહરિએ ગમે ત્યાંથી સીધા સામગ્રી પૂરી પાડી.

હરિભક્તો હવે ભારે હોંશમાં આવી ગયા હતા. તેમણે આચાર્ય મહારાજશ્રી અને સંતોને વધારે રોકાવા આગ્રહ કર્યો.

એક બાજુ હરિભક્તોનો આગ્રહ હતો, બીજી બાજુ મારગમાં કાદવ કીચડ થયેલો હતો એટલે રોકાયા વિના છૂટકો પણ નહોતો. આખરે પરિસ્થિતિ થાળે પડતાં ત્રીજે દવિસે સંઘે વિદાય લીધી.

હનુમાનપરાના હરિભક્તોએ મહારાજને કહ્યું, ‘આપે અને સંતોએ ખૂબ કૃપા કરી અમને એક ટંકને બદલે ત્રણ ત્રણ દિવસ સુધી લાભ આપ્યો!’

હરિભક્તોની વાત સાંભળી એક આગેવાન સંત બોલ્યા, ‘સાચી કૃપા તો મેઘરાજાની માનજો. એમની મહેર થઈ એટલે આ સંઘ અહીં ત્રણ દિવસ સુધી રોકાયો. નહિંતર આ કોઈ રોકાય એવા નથી.’

હરિભક્તો બોલ્યા, ‘મેઘરાજા કરતાંય સાચી કૃપા તો સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામીની છે. એમની પ્રાર્થનાથી મહારાજે અણધારી રીતે સીધા સામગ્રી પૂરા પાડ્યા અને અમારા ગામની આબરુ સાચવી લીધી!’

## આ છોકરાઓ સત્સંગમાં બળીયા થશે

નારાયણદાસજી સ્વામી અને કૃષ્ણચરણદાસજી સ્વામી અવાર નવાર હનુમાનપરા અને આસપાસના વિસ્તારમાં પધારતા અને હરિભક્તોને કથા વાર્તાનું સુખ આપતા.

એકવાર આ બન્ને સદ્‌ગુરુઓ દેતડ થઈને ડેડાણ પધારેલા. સ્વામી ડેડાણ પધાર્યા છે એ સાંભળીને હનુમાનપરાથી રત્નાભાઈ, ભીખાભાઈ, જીવરાજભાઈ, હરિભાઇ અને જાગાભાઈ વગેરે હરિભક્તો સ્વામીનાં દર્શને ડેડાણ આવેલા!

ભીખાભાઈની સાથે એમના નાના દીકરાઓ વલ્લભભાઈ અને મોહનભાઈ પણ હતા. હરિભક્તો સ્વામીનાં દર્શન કરીને પાસે બેઠા.

સ્વામીએ કહ્યું, ‘રત્નાભાઈ! હવે આ છેલ્લાં દર્શન કરી લેજો. હવે ભેળું નહિં થવાય. તમે બધા આજ્ઞા ઉપાસનામાં દૃઢ રહેજો અને સ્વામિનારાયણ મહામંત્રનું ભજન કરજો.’

રત્નાભાઈ કહે, ‘સ્વામી! આપ રૂડા આશીર્વાદ આપો કે જેથી અમારી આ નવી પેઢી સત્સંગ રાખે અને સુખી થાય.’

સ્વામી વલ્લભભાઈ વગેરે છોકરાઓની સામે જોઈને બોલ્યા, ‘રત્નાભાઈ! મહારાજ આ બધા છોકરાઓને સુખી રાખશે અને તેઓ સત્સંગમાં પણ બળીયા થશે.’ સ્વામીના આશીર્વાદથી આજે પણ આ હરિભક્તોના વંશજો સારો સત્સંગ રાખે છે.

સ્વામી હનુમાનપરા ઉપરાંત ફાચરિયા, નીંગાળા, આદસંગ, દેતડ વગેરે ગામડાંઓમાં પણ ખૂબ વિચર્યા છે અને હરિભક્તોને સત્સંગ કથાવાર્તાનું સુખ આપ્યું છે.

સ્વામીએ હરમડિયા, ગીરગઢડા, બાર પટોળી, આંબરડી, રામપર, તોરી, ચોરવાડી વગેરે અનેક ગામોમાં નવાં મંદિરો બંધાવ્યાં છે અને અનેક ગામડાંઓના જૂના મંદિરોનો જીર્ણોદ્ધાર કર્યો છે.

## દેવતાઓ દર્શને આવ્યા

ઉના પાસેના ફાટસર ગામે હાલ જ્યાં બહેનોનું મંદિર છે ત્યાં વર્ષો પહેલા બાલમુકુંદદાસજી સ્વામીની પ્રેરણાથી નારાયણદાસજી સ્વામીએ ઉગમણા બારનું મંદિર કરાવ્યું હતું.

ફાટસર ગામનો સત્સંગ સમસ્ત નાઘેર પંથકમાં વખાણાતો.

બાલમુકુંદદાસજી સ્વામી, નારાયણદાસજી સ્વામી, પુરાણી સ્વામી ગોપીનાથદાસજી, સ્વામી કૃષ્ણચરણદાસજી વગેરે મોટા મોટા સદ્‌ગુરુઓ આ ગામે પધારતા.

અહીંના સત્સંગીઓ ભગવાન શ્રીહરિને વિષે દૃઢ નિષ્ઠાવાળા હતા અને મહાન સંતોના કૃપાપાત્ર હતા.

જેમને શ્રીજી મહારાજ દર્શન દેતા હોય અને અંત સમયે તેડવા આવ્યા હોય એવા અનેક મહાન ભક્તો આ ગામમાં થયા છે. આ ગામમાં બહેનોનો સત્સંગ પુરુષો કરતાં પણ સવાયો છે. મોટા મોટા સંતો આ ગામમાં

મહિના મહિના સુધી રોકાતા અને ભજન સત્સંગ કથાવાર્તાના અખાડા મંડાતા.

એક સમયની વાત છે. નારાયણદાસજી સ્વામી ફાટસર પધાર્યા હતા. હરિભક્તો મંદિરના ચોકમાં મહારાજની મૂર્તિને પધરાવી રાસ રમી રહ્યા હતા.

મંદિરના ચોકમાં રાસની રમઝટ બોલતી હતી. સ્વામી મંદિરમાં બેસીને માળા કરી રહ્યા હતા.

શરદપૂર્ણિમાનો દિવસ હોવાથી આકાશમાં ચંદ્રદેવ સોળે કળાએ ખીલ્યા હતા. હરિભક્તો દ્વારા 'વેણ વાગે રે મીઠી વેણ વાગે' એ કીર્તન મધુર કંઠે ગવાઈ રહ્યું હતું. રાસમંડળી મધુર સ્વરે કીર્તન ઝીલી રહી હતી, રાસ ભારે ચગ્યો હતો. રાસમાં ચોતરફ ભક્તિરસ રેલાઈ રહ્યો હતો.

બરાબર આ જ સમયે મંદિરથી નજીક જ રામજી મંદિરમાં કેટલાક રામભક્તો બેઠા હતા.

અચાનક વીજળીના જેવો તેજનો ઝબકારો થયો. બધા ચમક્યા અને આકાશ તરફ મીટ માંડી તો એમણે આકાશમાં પુષ્પક આકારનું દિવ્ય તેજોમય વિમાન જોયું.

વિમાન એકદમ નીચે હતું. વિમાનમાંથી મધુર વાજિંત્રોના સ્વર સંભળાઈ રહ્યા હતા અને નુપુરના ઝણકાર ઉઠી રહ્યા હતા.

આ દિવ્ય તેજસ્વી વિમાન ધીમે ધીમે આકાશ માર્ગે ગતિ કરતું કરતું સ્વામિનારાયણ મંદિર તરફ જઈ રહ્યું હતું. ચોરે બેઠેલા હરિભક્તો એકદમ આશ્ચર્યચકિત થઈ ગયા. એમને ભારે કૌતુક લાગ્યું.

ત્યાં તો વિમાન સ્વામિનારાયણ મંદિર ઉપર સ્થિર થયું અને વિમાનમાંથી ફૂલોની વૃષ્ટિ થવા લાગી. ચોરે બેઠેલા ભક્તો એકદમ સ્વામિનારાયણ મંદિર તરફ દોડ્યા.

બીજી બાજુ બરાબર એ જ સમયે નારાયણદાસજી સ્વામી આસનેથી ઉભા થયા, મંદિરની ઓસરીમાં આવ્યા અને મંદિરના નેવા નીચેનો લાકડાંનો મોતિયો ઝાલીને ઊભા રહ્યા.

સ્વામી ધીર ગંભીર પ્રકૃતિના સંત હતા. તેઓને નાચ ગાનમાં બહુ રુચિ હતી નહિં, એટલે તેઓ ભાગ્યે જ આવા રાસોત્સવમાં ભાગ લેતા. એમ સ્વામી આવી ભક્તિ અને ઉત્સવમય બાબતોનો નિષેધ પણ ન કરતા.

સ્વામીને બહાર પધારેલા જોઈ સંતો અને હરિભક્તો પણ ભારે રંગમાં આવી ગયા અને રાસ બરાબર જામ્યો.

એક બાજુ વિમાનમાંથી દિવ્ય પુષ્પોની વૃષ્ટિ થઈ રહી હતી. બીજી બાજુ નારાયણદાસજી સ્વામી ઓસરીની કોરે ઉભા ઉભા મંદ મંદ હસી રહ્યા હતા. ત્રીજી બીજુ પેલા ચોરે બેઠેલા રામભક્તો સ્વામિનારાયણ મંદિરે પહોંચ્યા ત્યાં તો પુષ્પવૃષ્ટિ કરતું વિમાન અદ્રશ્ય થઈ ચૂક્યું હતું.

બધા જ ભક્તજનો નવાઈ ભરેલી નજરે ઘડીક આકાશ સામે તો ઘડીક સ્વામી સામે જોવા લાગ્યા. એમની નજરુમાં ભારે જીજ્ઞાસા તરવરતી હતી.

સ્વામીએ કહ્યું, 'ભક્તો! આજે શરદપૂર્ણિમાનો દિવસ છે. તમે ખૂબ ભક્તિભાવપૂર્વક રાસ રમી રહ્યા છો એટલે બ્રહ્માંડના અધિપતિ દેવતાઓ દર્શને આવ્યા હતા.'

સ્વામીના વચન સાંભળી સર્વને અત્યંત આશ્ચર્ય થયું અને સ્વામી મંદિરમાંથી અચાનક ઓસરીમાં કેમ આવ્યા? તેનું રહસ્ય પણ સમજાયું.

હરિભક્તોએ કહ્યું, 'સ્વામી! આ દેવતાઓ અમારા નહિં પરંતુ તમારા દર્શને આવ્યા હતા.' સ્વામી કાંઈ બોલ્યા નહિ, માત્ર મુખ મલકાવ્યું. ઠાકોરજીની આરતી ઉતારી, પછી પોતાના આસને જતા રહ્યા.

મોટા મોટા દેવતાઓને પણ ભગવાન સ્વામિનારાયણ અને એમના સંતોના દર્શન કરવાનું મન થયા કરતું હોય છે.

ફાટસર ગામના અનેક હરિભક્તો આ દિવ્ય ઘટનાના સાક્ષી હતા. એમાના એક હતા દેવશીભાઈ હપાણી. અમારે જ્યારે ફાટસર જવાનું થતું ત્યારે આ પ્રસંગની રોચક વાત તેઓ કરતા અને કહેતા, 'સ્વામી! મારી નાની ઉમર હતી અને હું એ સમયે 'વેણ વાગે રે મીઠી વેણ વાગે' એ કીર્તન ગવરાવી રહ્યો હતો ત્યારે આ દિવ્ય ઘટના બની હતી.'

દેવશી ભગતનો કંઠ મધુર હતો. અમે એમની પાસે આ કીર્તન અવાર નવાર ગવરાવતા. દેવશી ભગત મધુર હલકથી આ કીર્તન બોલતા અને ફાટસરના યુવાનો રાસ રમતા.

# થયેલમાં થાય

ઉનાથી થોડે દૂર, ગાંડી ગીરને સીમાડે, મચ્છુંદ્રી નદીને કિનારે, ફાટસરની બાજુમાં ઇટવાયા નામે ગોકુળીયુ ગામ આવેલું છે. સદ્‌ગુરુ બાલમુકુંદ સ્વામી, સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામી, પુરાણી ગોપીનાથદાસજી સ્વામી વગેરે મહાન સંતો અવાર નવાર ફાટસર પધારતા. પરિણામે ફાટસરમાં સારો એવો સત્સંગ થયો હતો પરંતુ ઇટવાયામાં સત્સંગ નહોતો.

કાનજીભાઈ કોરાટ ઇટવાયા ગામના આગેવાન હતા. તેઓ માર્ગી પંથમાં માનતા હતા. કાનજી પટેલે ગામના ચોરાનું નિમાર્ણ કરાવ્યું હતું અને એમાં સારો એવો ખર્ચ કરીને ભગવાન રામચંદ્રજીની મૂર્તિઓ પધરાવી હતી.

મૂર્તિ પ્રતિષ્ઠા સમયે એમણે મોટો યજ્ઞ કર્યો હતો. બ્રાહ્મણોની ચોરાસી કરી હતી અને કેટલાય સાધુ સંતો મહંતોને તેડાવ્યા હતા. આ મહાત્માઓના સમુદાયમાં ભજનિક સાધુઓ પણ હતા અને ચલમો પીનારા પણ હતા, ગાંજો પીનારા પણ હતા અને ગાળો બોલનારા પણ હતા.

સાધુ સંતો પ્રત્યે ભાવુક હૃદયવાળા કાનજી પટેલ આ બાવા સાધુઓનો પડ્યો બોલ જીલતા અને એની આંધળી સેવા કરતા.

એમણે આ બાવા સાધુઓને રાજી કરવા માટે દરેકને એક એક ચલમ અને શેર શેર તમાકુનું દાન કર્યુ હતું અને બધાના આગેવાન શ્રીમહંતને એક મોટો હોકો, ચાંદી મઢેલી ચલમ અને સવા મણ તમાકુની ભેટ ધરી હતી.

આ સેવાથી બાવા સાધુઓ રાજી રાજી થઇ ગયા હતા અને કાનજી પટેલનો જેજેકાર બોલાવ્યો હતો, કારણ કે આ રીતે આટલી મોટી તમાકુની સેવા કરનારો ભગત પહેલીવાર ભટકાણો હતો!

આ મેળાવડા પ્રસંગે ફાટસરથી કાનજી પટેલના વેવાઇ ભવાન પટેલ અને બીજા ઘણાય હરિભક્તો ફાટસરથી ઇંટવાયા આવ્યા હતા.

આ બધા હરિભક્તો નારાયણદાસજી સ્વામી, પુરાણી સ્વામી ગોપીનાથદાસજી સ્વામી જેવા મહાન સંતોના જોગમાં આવ્યા હતા, એમનો સમાગમ કર્યો હતો, પરિણામે એમના હૃદયમાં સાચા ખોટાનો વિવેક જાગૃત હતો.

સત્સંગી પટેલીયાઓ આ તમાકુનો તાલ જોઇ રહ્યા હતા!

કાનજી પટેલ સંતો-મહંતોને વિદાય આપ્યા પછી ભવાન પટેલ વગેરે સંબંધીઓને મળ્યા અને ઉત્સુક્તા વશ પૂછ્યુ, 'આ મેળાવડો તમને કેવો લાગ્યો?'

ભવાન પટેલે મર્મમાં કહ્યું, 'મૂર્તિ પ્રતિષ્ઠા તો સારી થઇ પણ બીજુ બધુ જોયુ ત્યારે અમને લાગ્યું કે, 'થયેલમાં થાય!'

ભવાન પટેલનો મર્મ કાનજી પટેલ સમજી ન શક્યા. એમણે કહ્યું, પટેલ 'થયેલમાં થાય' એટલે શું?

ભવાન પટેલ બોલ્યા, 'કાનજી પટેલ ! એનો અર્થ કહેવામાં સાર નથી.'

કાનજી પટેલે આગ્રહ કર્યો, 'નહિ પટેલ! અમને 'થયેલમાં થાય' એનો અર્થ સમજાવો.'

ભવાન પટેલે હસીને કહ્યું, 'અમારી વાતને માત્ર મજાક માનો અને માઠુ ન લગાડો તો કહીએ.'

કાનજી પટેલે કહ્યું, 'વેવાઇના વેણથી માઠું નહિં લાગે.'

ભવાન પટેલે કહ્યું. 'તો સાંભળો! વર્ષો પહેલાં તમારા વડવાઓ થયા. એ જીવદયામાં બહુ માનતા. એમણે ૨૦૦ વિઘાનો રજકો વાવ્યો. પછી એમને થયું કે ગાયોને તો સૌ લીલું ખવડાવે. આપણે આખા પરગણાના ગધેડા ભેગા કરી એને આ રજકો ખવડાવી દઇએ!'

'આ રીતે તમારા વડવાઓએ ગાયોને બદલે ગધેડાઓને ચાસટીયો ખવડાવેલો. તમારા વડવાઓની જેમ તમને કોઇ સારા સાધુ ન મળ્યા એટલે આવા ગંજેરી-ભંગેરીઓને ભેળા કર્યા. તમાકુના ટોપલે ટોપલાના દાન કર્યાં. એટલે અમને લાગે છે કે પટેલ! 'થયેલમાં થાય.' વડ જેવા ટેટા અને બાપ એવા બેટા.'

ભવાનભાઈની વાણી સાંભળી કાનજીભાઈ પટેલ સ્તબ્ધ થઇ ગયા.

ભવાન પટેલ બોલ્યા, 'કાનજી પટેલ! અમે જાણીએ છીએ કે તમને સાધુ સંતોમાં અપાર સ્નેહ છે પણ સાધુ સંત કોને કહેવાય? એ પણ તમારે જાણવું જોઇએ. આ રીતે ખારામાં બી વાવો એનો શું અર્થ છે?'

'સાચા સાધુનો સંગ કર્યા સિવાય ભ્રમણા નહિં ભાંગે અને ભવસાગર પણ નહિં તરાય.'

ભવાન પટેલની વાત કડવી હતી છતાં મુમુક્ષુ હોવાથી કાનજી પટેલને એ વાત લીમડા જેવી હિતકારી લાગી. વેવાઇની વાતે એમના અંતરમાં સમજણનો દીવો પ્રગટ્યો.

એમણે પૂછ્યું, 'પટેલ! એવા સારા સાધુ ક્યાં મળે?'

ભવાન પટેલે કહ્યું, 'મળે તો ખરા પણ ઓળખાણ થવી જોઈએ અને ભરોસો બેસવો જોઈએ. ભગવાન સ્વામિનારાયણને ત્યાં સાચા સાધુઓની તાણ્ય નથી. એમાંથી એકાદ બેનો પણ જો જોગ થઈ જાય તો બેડો પાર થઈ જાય.'

કાનજી પટેલને ભવાન પટેલની સાથે ભારે હેત હતું. એટલે હિતની વાત સમજતા વાર લાગી નહિં. એમણે કહ્યું, 'પટેલ! સ્વામિનારાયણના સંતો ફાટસર આવે ત્યારે એમને ઈંટવાયા લઈ આવજો.' ભવાન પટેલે કહ્યું, 'ભલે!'

આટલી વાત સાથે બધા છૂટા પડ્યા. ભવાન પટેલ અને અન્ય હરિભક્તો ફાટસર આવ્યા.

થોડા સમયમાં સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામી અને પુરાણી સ્વામી ગોપીનાથદાસજી ફાટસર પધાર્યા.

ભવાન પટેલે ઈંટવાયા કાનજી પટેલને સમાચાર મોકલ્યા કે 'જીવનું કલ્યાણ કરે એવા સાધુ આવ્યા છે. તમે ફાટસર આવો. દર્શન કરી જાવ અને મન માને તો ઈંટવાયા તેડી જાવ.'

સમાચાર મળતાં જ કાનજી પટેલ, ગગજીભાઈ આણદાણી વગેરે પટેલીયાઓ ફાટસર આવ્યા. સંતોનાં દર્શન કરતાં અને એમના મુખેથી કથાવાર્તા સાંભળતાં હૈયામાં ટાઢક વળી.

તેઓએ સ્વામીને વિનંતી કરી કે 'સ્વામી! આપ ઈંટવાયા પધારો અને અમારા ગામને પાવન કરો.'

સ્વામીએ આ મુમુક્ષુ પટેલીયાઓની વિનંતી સ્વીકારી. સંતમંડળ તેમજ ભવાન પટેલ વગેરે હરિભક્તોને સાથે લઈ બન્ને મહાન સંતો ઈંટવાયા પધાર્યા. કાનજી પટેલે એમને ચોરામાં ઉતારો આપ્યો. ઈંટવાયામાં સંતો પાંચ દિવસ રોકાયા.

પટેલીયાઓના અંતરમાં ભગવાન સ્વામિનારાયણનો નિશ્ચય થયો. એમણે ભગવાન સ્વામિનારાયણનું શરણું સ્વીકારી કંઠીઓ બંધાવી, પંચ વર્તમાનના નિયમો ધારણ કર્યા.

કાનજી પટેલે સ્વામીને વિનંતી કરી કે, 'સ્વામી! અમારા ગામના ચોરામાં જ ભગવાન સ્વામિનારાયણની મૂર્તિ પધરાવો, જેથી અમને દરરોજ દર્શન થાય.'

પટેલીયાઓની વાત સાંભળી સ્વામી અત્યંત રાજી થયા.

નારાયણદાસજી સ્વામીએ કહ્યું, 'પટેલિયાઓ! તમે ખૂબ સારો સંકલ્પ કર્યો. ગામના ચોરામાં સહજાનંદ સ્વામીની મૂર્તિ પધરાવાય એથી રુડું બીજું શું હોઈ શકે?'

આ અરસામાં ગીરગઢડા પાસેના સનવાવ ગામે ભગવાન સ્વામિનારાયણનું મંદિર જીર્ણ થઈ ગયું હતું. ત્યાં કોઈ નવું મંદિર થઈ શકે એવી સંભાવના નહોતી. તેથી ત્યાંના હરિભક્તો સનવાવ મંદિરની મૂર્તિ ઉના આપી ગયા હતા.

સ્વામીએ ઉનાથી એ મૂર્તિ મંગાવી. ઈંટવાયા ગામના ચોરામાં પધરાવી, પ્રતિષ્ઠાની આરતી ઉતારી.

આ રીતે ઈંટવાયા ગામના ચોરામાં સહજાનંદ સ્વામીની પ્રતિષ્ઠા થઈ અને સમસ્ત ગામમાં ભગવાન સ્વામિનારાયણનો જયજયકાર થયો.

ચોરો જીર્ણ થયો હતો. ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજની પ્રેરણાથી ચોરાનો જીર્ણોદ્ધાર કરવામાં આવ્યો. આજે પણ ચોરામાં ભગવાન સહજાનંદ સ્વામીની મૂર્તિ બિરાજી રહી છે.

સમય જતાં ઈંટવાયા ગામનો સત્સંગ ખૂબ જ વૃદ્ધિ પામ્યો. કોરાટ, આણદાણી અને સાવલીયા વગેરે પરિવારોમાં સત્સંગ હતો જ. સાથે સાથે ફાટસરથી જસાણી પરિવારે ઈંટવાયામાં વસવાટ કર્યો એટલે સત્સંગમાં વિશેષ વૃદ્ધિ થઈ. પીઠવડી વગેરે ગામોથી અનેક સત્સંગી દીકરીઓ પરણીને ઈંટવાયા આવી એટલે સત્સંગ વધારે વિકસ્યો.

ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજે ઈંટવાયા ગામમાં ભગવાન સ્વામિનારાયણના બાઈઓ ભાઈઓના સુંદર મંદિર બંધાવેલાં છે.

## મુંબઇ પહોંચતાં જ તમારું કામ થઇ જશે

એક સમયની વાત છે, કાનજી પટેલ ઈંટવાયા ગામની પટલાઈ કરી રહ્યા હતા. ગામમાં સહેજે એમના પ્રતિસ્પર્ધિઓ તો હોય જ.

કાનજી પટેલ માર્ગીનો પંથ મેલી સત્સંગી થયા એ ઘણાને ગમ્યુ ન હતું.

ગામમાં એક મુસલમાન હતો, એને પણ કોઈ બાબતમાં કાનજી પટેલ સાથે વાંધો પડ્યો હતો.

રાગ દ્વેષથી પ્રેરાઈને કેટલાંક લોકોએ અને મુસલમાને સાથે મળીને કાનજી પટેલ માટે ભારે મુશ્કેલી સર્જી. ઈંટવાયા જૂનાગઢ નવાબી રાજનું ગામ હતું. પેલા મુસલમાને નવાબ સરકારમાં કાનજી પટેલ વિરુદ્ધ સાચી ખોટી ફરિયાદો કરી.

મુસલમાની રાજ અને મુસલમાન ફરિયાદ કરનાર હોવાથી વિશેષ તપાસ કર્યા સિવાય ફરિયાદો

સાચી માની લેવામાં આવી. જૂનાગઢથી પટેલની ધડપકડ માટે વોરંટ નીકળ્યું.

પરિસ્થિતિ વિકટ હતી. તાત્કાલિક માલમિલ્કતની જપ્તી થાય અને પટેલને જેલમાં જવું પડે એવી પરિસ્થિતિ ઊભી થઇ હતી. કાનજી પટેલ મારતી ઘોડીએ ઉના પહોંચ્યા, ઉનાથી રેલ્વે દ્વારા જૂનાગઢ આવ્યા.

કાનજી પેટલના મનમાં હતું કે 'સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામીના આશીર્વાદ મળે તો મારી આ મુશ્કેલી દૂર થાય.'

એમણે સ્વામીના દર્શન કરી, ભારે દિલગીરી સાથે સઘળી વાત કરી. સ્વામીએ કહ્યું, 'પટેલ! ધીરજ રાખો. મહારાજ તમારી રક્ષા કરશે. તમે રાજના દીવાન પાસે જઇ જે સાચી હકીકત છે તે જણાવો.'

કાનજી પટેલ દીવાનજીને મળવા ગયા પણ જોગાનુજોગ દીવાનજી એ સમયે મુંબઇ ગયા હતા. દીવાનજી સિવાય બીજું કોઇ ધરપકડનું વોરંટ રોકી શકે તેમ નહોતું.

કાનજી પટેલ પાછા મંદિરમાં આવ્યા અને સ્વામીને બધી વાત કરી.

સ્વામી કહે, 'પટેલ! દીવાનજી મુંબઇ ગયા છે. તો તમે પણ મુંબઇ જાવ અને મુંબઈમાં દીવાનજીને મળો.'

કાનજી પટેલ બોલ્યા, 'સ્વામી! મેં મુંબઇ જોયું નથી. મુંબઈમાં હું કોઇને ઓળખતો નથી. હું મુંબઇ જઇને શું કરું?'

સ્વામીએ કહ્યું, 'પટેલ! અમે મુંબઇ મંદિરના કોઠારી ઉપર ભલામણની ચિઠ્ઠી લખી દઇએ છીએ. ત્યાં તમારી રહેવા જમવાની બધી વ્યવસ્થા થઇ જશે અને તમારું કામ તો તમે રેલ્વે સ્ટેશન ઉતરશો ત્યાં સ્ટેશને જ પતી જશે. તમારો વાળ વાંકો નહિં થાય. તમે અમારા હાથે ગામના ચોરામાં સહજાનંદ સ્વામી પધરાવ્યા છે એનો ભરોંસો રાખજો.'

સ્વામીના વચને કાનજી પટેલ મુંબઇ પહોચ્યા. તેઓ જેવા મુંબઇ રેલ્વે સ્ટેશને ઉતર્યા ત્યાં અણધારી ઘટના બની.

એકબાજુ કાનજી પટેલ મુંબઇ પહોંચ્યા અને બીજીબીજુ દીવાનજી પોતાના રસાલા સાથે મુંબઈથી જૂનાગઢ જવા રેલ્વે સ્ટેશને આવ્યા.

કાનજી પટેલને સ્ટેશન ઉપર જ દીવાનજીનો ભેટો થઇ ગયો.

કાનજી પટેલે દીવાનજીને મળી પોતાની ઓળખાણ આપી અને બધી જ વાત કરી.

કાનજી પટેલની મુશ્કેલી દીવાનજીએ ધીરજથી સાંભળી. પટેલ નિર્દોષ છે એની એને ખાતરી થઇ.

દિવાનજીએ કહ્યું 'પટેલ! તમે ચિંતા ન કરશો. હું હમણાં જ જૂનાગઢ તાર કરી દઉં છું. તમે નિરાંતે ઇટવાયા જજો. હવે તમને કાંઇ નહિં થાય.'

કાનજી પટેલનું કામ સ્વામીએ ભવિષ્યવાણી ભાખી હતી એજ પ્રમાણે જ મુંબઇ સ્ટેશને ઉતરતાવેંત જ પતી ગયું.

કાનજી પટેલ મુંબઇ મંદિરે ગયા. દેવ દર્શન કર્યા, કોઠારી સ્વામીને મળ્યા, પાછા જૂનાગઢ આવી સ્વામી નારાયણદાસજીને બધી હકીકત જણાવી કહ્યું, 'સ્વામી! આપની કૃપાથી આપે કહ્યું હતુ એજ રીતે મુંબઇ સ્ટેશને ઉતરતા વેંત મારુ કામ પૂર્ણ થયુ.'

સ્વામી કહે, 'પટેલ! મહારાજ ભક્તવત્સલ છે. તમે સત્સંગ રાખ્યો તો મહારાજે તમારી રક્ષા કરી. હવે તમે સુખેથી ઇંટવાયા જાવ.'

સ્વામીની રજા લઇ પટેલ ઇટવાયા પહોંચ્યા.

માઠા દેશકાળના ઘાટા વાદળા ઘેરાયા હોય પણ સદ્‌ગુરુની કૃપારુપી પવનનો ઝપાટો લાગે ત્યારે એ વાદળાઓ પળવારમાં ક્યાંય ઉડી જાય છે!

★★★★★

કાનજી પટેલની જેમ જ ઇંટવાયાના ગગજી પટેલ નારાયણદાસજી સ્વામી જેવા સંતના જોગમાં આવવાથી ખૂબ સારા ભક્ત થયા હતા. ગગજી પટેલની વાડીના કૂવામાં પાણી નહોતુ. એવામાં જૂનાગઢથી ગુણાતીતાનંદ સ્વામીના શિષ્ય કૃષ્ણચરણદાસજી સ્વામી ઇંટવાયા પધારેલા. સ્વામીની કૃપાથી ગગજી પટેલના કૂવામાં અખૂટ પાણી થયુ હતું.

# દરબારોનો તાવ સંતોએ સ્વીકાર્યો

ઉના વિસ્તારમાં ટીંબીની બાજુમાં 'પાટી માણસા' નામનું ગામ આવેલું છે.

આ ગામ જાફરાબાદ તાલુકાનું છે. સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીના આશીર્વાદથી દરબાર શ્રી વાલેરા વરુને માત્ર સાત દિવસમાં આ ગામનો ગરાસ પ્રાપ્ત થયો હતો.

સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીએ આ ગામનું તોરણ બાંધ્યું હતું. વાલેરા બાપુએ ગામ વસાવતા પહેલાં પહેલું કામ મંદિર બાંધવાનું કર્યું હતું. વાલેરા બાપુ ઉપર સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીનો ખૂબ જ રાજીપો હતો.

વાલેરા વરુના વંશજોમાં આજે પણ સારો સત્સંગ જળવાયેલો છે. વાલેરા વરુની ચોથી પેઢીએ એક મહાન મુક્તે જન્મ ધારણ કર્યો. એનું નામ હતું 'આપા બાપુ.'

આપા બાપુ ગામધણી દરબાર હોવા છતાં આત્મનિવેદી ભક્તિનું પાલન કરતા હતા. ઠાકોરજીની બધી જ સેવા તેઓ જાતે કરતા. ઠાકોરજીની સેવાની તમામ સામગ્રી અલગ રહેતી. એમનું રસોડું દરબારઢને બદલે મંદિરમાં રહેતું.

તેઓ જાતે ગાય દોતા, જાતે ઠાકોરજીના થાળ કરતા અને ઠાકોરજીના વાસણ માંજવાનું કામ પણ તેઓ જાતે જ કરતા.

અમારે ઘણી વાર માણસા જવાનું થતું. આવડા મોટા ગામધણી દરબાર આપા બાપુ થાળ કરતા હોય, રોડલો ઘડતા હોય! બાપુને રોટલા ઘડતા આવડે નહિં. રોટલાના બટકે બટકા થઈ ગયા હોય અને બાપુ તાવડીમાં આ વિવિધ આકારના રોટલાના ટૂકડાઓને શેકતા હોય,આ બધો તાલ જોયા જેવો હોય!

અમને નાની ઉંમરે એ જોવાની મજા આવતી!

બાપુ પણ મજાકમાં કહેતા, 'સ્વામી! મારા હાથનો રોટલો હું અને મારો ઠાકોર બે જ જમીએ એવો હોય, આ રોટલો મહેમાનોને પીરસવામાં કામ ન આવે!'

બહારગામ જાય ત્યારે ઠાકોરજીની સેવા અચૂક બાપુ સાથે લેતા જાય.

આપા બાપુ હીરા પારખુ હતા. સાચા ખોટા, સત્ અસત્‌ના ભેદને તેઓ પારખી લેતા હતા.

આપા બાપુ સાચા સંતોના દાસ થઈને રહેતા હતા પરંતુ ધર્મ નિયમમાં શિથિલ સાધુઓ બાપુનો આકરો તાપ સહી શકતા નહોતા.

સ્વામિનારાયણ સંપ્રદાય જો શોભતો હોય તો આવા સત્સંગીઓ અને સાચા સાધુઓથીજ શોભે છે.

દરબાર આપા બાપુ ઉપર સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામીનો અઢળક રાજીપો હતો.

નારાયણદાસજી સ્વામીએ જ એમને નાનપણમાં વર્તમાન ધરાવ્યા હતા.

દરબાર જ્યારે નાની ઉમરના હતા ત્યારે તેમણે નારાયણદાસજી સ્વામીનો એક અલૌકિક પ્રસંગ અનુભવ્યો હતો. તેનું વર્ણન તેઓ અત્યંત ભાવથી કરતા.

સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામી પાટી માણસા પધાર્યા હતા. સ્વામીશ્રીની સાથે અગિયાર સંતોનું મંડળ હતું.

યોગાનુયોગ એ જ સમયે તાવના વાયરા ચાલતા હતા. આ તાવના વાયરાએ દરબારગઢને ઝપાટામાં લીધો હતો. દરબારગઢના આશરે અગિયાર જેટલા સભ્યો તાવમાં સપડાઈ ચૂક્યા હતા.

દરબાર શ્રી ભાયાભાઈ થોડા સાજા હતા. સ્વામીને આવેલા સાંભળી ભાયાબાપુ સ્વામીના દર્શને આવ્યા.

સ્વામીએ કહ્યું, 'બાપુ! દરબારગઢનું કોઈ માણસ મંદિરમાં કેમ દેખાતું નથી?'

ભાયાબાપુ બોલ્યા, 'સ્વામી લગભગ આખો દરબારગઢ તાવમાં સપડાયો છે. કોઈ કોઈની સંભાળ લે એવી સ્થિતિમાં નથી. તમારી દયાથી મને કાંઈ થયું નથી. એટલે બધાની થાય તેટલી ચાકરી કરું છું.'

ભાયાબાપુની વાત સાંભળી સ્વામીના અંતરમાં કરુણા ઉપજી. સ્વામી બોલ્યા, 'દરબાર! અમારે દરબાર ગઢમાં માંદાની ખબર કાઢવા આવવું છે. તમે આગળ જઈને તૈયારી કરો.'

ભાયા બાપુ દરબાર ગઢમાં ગયા. બાયુ બહેનોને એકબાજુ કર્યા. સ્વામી સંતમડળને સાથે લઈને દરબારગઢમાં દર્શન દેવા પધાર્યા.

સ્વામી બોલ્યા 'સંતો! આ દરબારો ગુણાતીતાનંદ સ્વામીના કૃપાપાત્ર પરિવારના છે. સાધુ સંતો અને દેવની તેઓ ખૂબ જ સેવા કરે છે. દશાંશ વિશાંશ ધર્માદો નિયમિત જૂનાગઢ મોકલે છે. માટે આજે આપણે આ બધાની માંદગી કાઢવી છે.'

આ વાત કરતી વખતે સ્વામી પંદર સોળ વર્ષના આપાભાઈના ઢોલીયા પાસે ઉભા હતા. સ્વામીએ સ્વામિનારાયણ મહામંત્રનો જપ કરતા કરતા આપા

બાપુના મસ્તક ઉપર હાથ મૂક્યો.

આટલું કહી વળી સ્વામી બોલ્યા, 'સંતો! આપણે એક કામ કરીએ, આ સભ્યો અગિયાર છે અને આપણે પણ અગિયાર છીએ. તમે બધા સંતો મહારાજને સંભારીને સંકલ્પ કરો કે દરબારગઢના અગિયારે અગિયાર સભ્યોનો તાવ આપણામાં આવે અને દરબારગઢના સભ્યો સાજા થાય.'

આટલુ કહી સ્વામીએ ઠાકોરજીને અભિષેક કરેલ પ્રસાદીનું જળ ભાયાબાપુને આપ્યું અને કહ્યું કે 'આ પ્રસાદીનું જળ તમે દરબારગઢના સભ્યોને પીવડાવો.'

સ્વામીના વચને ભાયાબાપુ દરબારગઢના માંદા સભ્યોને જળ પીવડાવવા ગયા. આપા બાપુને સ્વામીએ સ્વયં જળ પીવડાવ્યુ.

જળપાન કરતાની સાથે જ માંદાઓના શરીરમાંથી તાવ નીકળતો ગયો અને સીધો સાધુઓના શરીરમાં પ્રવેશ કરતો ગયો.

કુંવર આપાબાપુનો તાવ સ્વયં સ્વામીએ સ્વીકાર્યો. આ મહાપ્રતાપી સંતના વચને ન માની શકાય એવો અલૌકિક ચમત્કાર સર્જાયો.

એક બાજુ દરબારગઢના સભ્યો સાજા થતા ગયા અને બીજી બાજુ સાધુઓ માંદા થતા ગયા. પાટી માણસા ગામનું મંદિર અગિયાર અગિયાર માંદા સંતોની પથારીમાં ફેરવાઇ ગયું.

નારાયણદાસજી સ્વામીને વિશેષ કરુણા ઉપજી. એમણે માંદા સંતોને કહ્યું, 'આપણે આટલા બધા માંદા સંતો એક સાથે ગામમાં રહીએ તો આ દરબારોને અને ગામના સત્સંગીઓને સેવા કરવામાં ભારે મુશ્કેલી પડે.'

'પાની તો બહતા ભલા, સાધુ તો ચલતા ભલા.' માટે આપણે અહીંથી ઉના જઇએ અને ઉનાની મચ્છુંદ્રી નદીમાં તાવને પધરાવી દઇએ!

હરિભક્તોએ તેમજ દરબારોએ ભારે આગ્રહ કર્યો પણ સ્વામી રોકાયા નહિં.

દરબારોએ ગાડાં જોડાવ્યા. અગિયારે અગિયાર માંદા સંતોને ગાડામાં બેસાડ્યા. ગાડાંઓ ઉનાને માર્ગે ચાલવા માંડ્યાં. સંતોના શરીર તાવથી ભરેલા હતાં. છતાં એની કોઇ ચિંતા આ મહાપુરુષોના મનમાં નહોતી.

સમર્થ સદ્ગુરુના વચનનું પાલન કરવું એ આ સંત મંડળીનો જીવનમંત્ર હતો.

ગાડાંઓ મચ્છુંદ્રીને કિનારે પહોંચ્યાં. બપોર પછીનો સમય હતો. મધુર કલરવ કરતા મછુંદ્રી નદીના નીર વહી રહ્યાં હતાં. ફરતી હરિયાળી છવાયેલી હતી.

સ્વામીએ કહ્યું, 'સંતો! આપણે મચ્છુંદ્રીને કિનારે થોડો વિશ્રામ કરીશું અને સ્નાન પણ કરીશું.'

તાવથી ધગતા શરીરવાળા સંતોએ સ્વામીના વચને રેતાળ પટમાં ધામા નાખ્યા અને સ્નાનની તૈયારી કરી.

સ્વામીએ સંતોને કહ્યું, 'પરમહંસો! સાધુઓ પરમાર્થી હોય છે. એ વાત આજે તમે સત્ય કરી છે. તમે બધાએ નિઃસ્વાર્થ કરુણા કરીને કો'કનો તાવ પોતાના અંગમાં ધાર્યો છે.'

સંતોએ કહ્યું, 'સ્વામી! આ બધું તો આપ જેવા વચનસિદ્ધ સંતોના પ્રભાવે થયું છે. અન્યથા આવી અકલ્પનીય ઘટના બની જ ન શકે. આપણે હરિભક્તોની રસોઇ જમીએ છીએ, એમણે આપેલા વસ્ત્રો ઓઢિયે છીએ આજ એનો તાવ ઓઢ્યો. આતો આપણા માથેથી કરજ ઉતાર્યા બરાબર છે.'

સંતોની વાત સાંભળી સ્વામી અત્યંત રાજી થયા અને બોલ્યા, 'સંતો! તમને અમારે આમ માંદા રાખવા નથી. હવે આપણે મહારાજને સંભારીને મચ્છુંદ્રીમાં સ્નાન કરીએ અને આપણા શરીરમાં જે તાવ છે એને આ નદીમાં મેલીએ!

હેઠવાસમાં ઘણી ડોશીઓ લુગડાં ધુએ છે એમાંથી જે બાઇઓ ધર્મ પાળતી નહિં હોય એને એ તાવ વળગશે.'

સ્વામીના વચને સંતો નદીના જળમાં ડૂબકી મારીને જેવા બહાર નીકળ્યા એવા જ એમના શરીર હળવા ફૂલ થઇ ગયાં. સાથેના હરિભક્તો આ અલૌકિક ચમત્કાર જોતા રહ્યા.

આ પ્રસંગનું વર્ણન કરતા દરબાર આપાભાઈ ગૌરવ સાથે કહેતા, 'મોટા સંતોની કૃપા તો જુઓ. નારાયણદાસજી સ્વામીએ મારો તાવ લીધો ત્યાર પછી મને તાવ આવ્યો નથી . મેં ડૉક્ટરની દવા ક્યારેય લીધી નથી. ક્યારેક જરુર પડે તો આયુર્વેદ ઔષધિઓનું સેવન કરી લઉં છું. પણ વિલાયતી ગોળીને મેં મારા શરીરમાં જવા દીધી નથી.'

આપાબાપુ પુરાણી સ્વામી ગોપીનાથદાસજી સ્વામી અને ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજના પણ ખૂબ જ કૃપાપાત્ર હતા.

ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજના તો તેઓ અંતેવાસી શિષ્ય ગણાતા.

દરબાર આપાબાપુના પરિવારમાં આજે પણ સારો સત્સંગ જળવાયેલો છે.

# ભાડાં ગામના અતૃપ્ત પિતૃનો ઉદ્ધાર

ટીંબી પાસે ભાડાં ગામ છે. આ ગામના દરબારો માણસા ગામના દરબારોના સગાંઓ થાય છે.

આ દરબારોનો કોઈ પૂર્વજ અસદ્ગતિને પામ્યો હતો અને ભયંકર કાળોતરો સર્પ થઈને દરબારગઢમાં આંટા ફેરા કર્યા કરતો હતો. પરિણામે રાતના સમયે દરબારગઢમાં રહેવું મુશ્કેલ હતું. અનેક ઉપાય કરવા છતાંય કોઈ રીતે આ સર્પથી છૂટકારો થતો નહોતો.

સર્પને લીધે આખો દરબારગઢ પરેશાન હતો. આ દરબારોએ માણસાના દરબારોને વિનંતી કરી કે 'સાંભળ્યું છે કે તમારા ગુરુ નારાયણદાસજી સ્વામી મહા પ્રતાપી સંત છે. એમને અમારે ગામ તેડી લાવો અને અમારા પૂર્વજની સદ્ગતિ કરાવો.'

થોડા સમય બાદ નારાયણદાસજી સ્વામી વિચરણ કરતા કરતા માણસા ગામે પધાર્યા. માણસાના દરબારોએ સ્વામીને ભાડાં ગામના દરબારોના પૂર્વજની વાત કરી અને ત્યાંના દરબારગઢમાં પધરામણી કરવા વિનંતી કરી.

દરબારોની વિનંતી સાંભળી સ્વામી ભાડાં ગામ પધાર્યા. ભાડાંના દરબારોએ દરબારગઢમાં રહેતા સર્પની ઉપાધિની સઘળી વાત સ્વામીને કરી.

સ્વામી થોડીવાર મહારાજને સંભારતા રહ્યા અને પછી બોલ્યા, 'દરબારો! એ સર્પ તમારો પૂર્વજ છે. એને વાસના રહી ગઈ હતી. એટલે એ અતૃપ્ત આત્માએ સર્પનો દેહ ધર્યો છે. તમે બધા એના મોક્ષ માટે કાંઈક દાનપુણ્યનો સંકલ્પ કરો તો એનો ઉદ્ધાર થાય!'

આગેવાન દરબારે કહ્યું, 'સ્વામી! અમે એમના નિમિત્તે શ્રીમદ્ ભાગવત સપ્તાહની પારાયણ કરાવીશું અને બીજો જે કાંઈ દાન ધર્માદો કરવાનો હશે તે આપ કહેશો તે પ્રમાણે કરીશું.'

સ્વામીએ કહ્યું, 'દરબારો! હવે ચોખ્ખા વાસણમાં ચોખ્ખું પાણી ભરીને ફળિયામાં મૂકો.'

દરબારોએ સ્વામીના વચને ચોખ્ખા પાણીનું વાસણ ફળિયામાં મૂક્યું. સ્વામીએ કહ્યું, 'હવે તમે બધા દરબારગઢના ફળિયામાં એક બાજુ ઉભા રહો.'

સ્વામીના વચને દરબારગઢના બધા જ સભ્યો ફળિયામાં એક બાજુ ઉભા રહ્યા.

આ બાજુ સ્વામીએ હાથમાં એક લાકડી લીધી અને દરબારગઢના ઓરડાના ખૂણે દાણા ભરવાની એક કોઠી હતી એ કોઠીને લાકડીથી ઠપકારતાં ઠપકારતાં બોલ્યા, 'હે અતૃપ્ત જીવ! તમારી મુક્તિનો અવસર આવી ગયો છે. તમારે જે કાંઈ વાસના છે તે હવે છોડી દો અને પ્રગટ ભગવાન સ્વામિનારાયણને શરણે થાવ.'

આટલું કહી સ્વામી લાકડીનો લીટો કરતા કરતા ફળિયામાં આવ્યા ત્યાં એક અદ્ભૂત ચમત્કાર સર્જાયો.

દાણાની કોઠી નીચે ધામા નાખીને પડેલો મોટો સર્પ બહાર નીકળ્યો અને લાકડીને લીટે લીટે ફળિયામાં આવ્યો અને પાણીના પાત્ર પાસે ગૂંચળું વળી ફેણ માંડીને બેઠો.

સ્વામીએ કહ્યું, 'દરબારો! કોઈ ડરશો નહિં. આ તમારા પૂર્વજ છે. એ તમને કાંઈ નહિં કરે. આજે એમની મુક્તિની ઘડી નજીક આવી છે.

હવે જેણે ભાગવતજીની સપ્તાહનો સંકલ્પ કર્યો છે એ આગળ આવો અને આ વાસણમાંથી પાણીની ટબુડી ભરી સર્પને પીવડાવો.'

આગેવાન દરબાર આગળ આવ્યા અને સ્વામીએ કહ્યા પ્રમાણે સર્પ ઉપર પાણીની ધાર કરી.

આશ્ચર્યકારક રીતે સર્પે મોઢું પહોળું કર્યું અને જળ પીધું. એ જ રીતે સ્વામીએ બધાને કહ્યું કે 'હવે બાકીના તમે બધા જ તમારા પૂર્વજને પાણી પાવ.'

દરબારગઢના દરેક સભ્યે સર્પને જળ પાયું.

પછી સ્વામી બોલ્યા, 'હે અતૃપ્ત આત્મા! હવે તમે સુખેથી બદ્રિકાશ્રમમાં સિધાવો અને ત્યાં તપ કરી તમારી

વાસનાને ટાળો.'

સ્વામીના વચને સર્પ પાણીના વાસણ પાસેથી ચાલવા માંડ્યો. અને થોડો દૂર ગયો ત્યાં એનું શરીર છૂટી ગયું. સર્પનો આત્મા સદ્‌ગતિને પામ્યો.

'સર્પમોક્ષ'ની આ ઘટના સમસ્ત પરગણામાં પ્રસિદ્ધ થઈ.

વાસના બળવાન છે. ભલભલા જોગી જતીઓને પણ વાસના ભવના ફેરામાં ભટકાવી દેતી હોય છે. વાસનિક જીવો અનેક પ્રકારની મલિન તામસ યોનિઓમાં અતૃપ્તિની આગથી સળગતા રહે છે અને ભટકતા રહે છે.

જીવના અંતરમાંથી વાસના જવી ભારે કઠણ છે પણ જો સમર્થ સદ્‌ગુરુ નારાયણદાસજી જેવા પ્રગટ પુરુષોત્તમનારાયણના સાધુની કૃપાદૃષ્ટિ થઈ જાય તો વાસનામાંથી જીવનો સરળતાથી છુટકારો થઈ જાય છે.

ભાડાં ગામના સર્પમોક્ષની આ ઘટના એનું પ્રમાણ છે.

## કાળા સર્પનું ઝેર ઉતાર્યું

ઉનાથી થોડે દૂર સમઢિયાળા નામનું ગામ આવેલું છે. આ સમઢિયાળા રાવળ નદીને કાંઠે હોવાથી 'રાવળના સમઢિયાળા' તરીકે ઓળખાય છે. સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામી વિચરણ કરતા કરતા સમઢિયાળા પધાર્યા હતા.

સમઢિયાળા ગામે ખોડાભાઈ કોરાટ નામે ખૂબ સારા હરિભગત હતા. એમનો પૂરો પરિવાર ભગવાન સ્વામિનારાયણનો આશ્રિત હતો.

સ્વામી મંદિરમાં બિરાજમાન હતા એ દરમિયાન એક અજૂગતો પ્રસંગ બન્યો.

ખોડાભાઈના ભાઈ પ્રેમજીભાઈ વાડીમાં કામ કરતા હતા. એમનું ધ્યાન રહ્યું નહિં, એનો પગ ઘાસમાં સંતાઈને બેઠેલા સર્પ ઉપર પડ્યો.

સર્પ ઉપર પગ પડતાં કાળોતરો સાપ છંછેડાયો. એણે પ્રેમજીભાઈના પગમાં જોરથી દંશ દીધો. સર્પની દાઢો પ્રેમજીભાઈના પગમાં બેસી ગઈ. શરીરમાં સર્પનું ઝેર ચડવા માંડ્યું.

એમના ભાઈ ખોડાભાઈને આ દુર્ઘટનાની ખબર પડતાં જ તેઓ દોડતા મંદિરે સ્વામી પાસે આવ્યા અને બધી જ વાત કરી.

સ્વામીએ કહ્યું, 'ખોડાભાઈ! ગભરાશો નહી. મહારાજ પ્રેમજીની રક્ષા કરશે. તમે એને મંદિરે લઈ આવો.'

પ્રેમજીભાઈને મંદિરે લાવવામાં આવ્યા.

આ અજૂગતી બિના સાંભળીને હરિભક્તો પણ ભેગા થઈ ગયા.

સ્વામીએ હરિભક્તોને કહ્યું, 'તમે બધા શાંતિથી મહારાજ સામે બેસીને સ્વામિનારાયણ મહામંત્રની ધૂન કરવા માંડો. સ્વામિનારાયણ મહામંત્ર નાગનું ઝેર ઉતારે એવો બળિયો છે.'

ખોડાભાઈ અને અન્ય હરિભક્તો મંદિરમાં બેસીને ધૂન કરવા લાગ્યા.

આ સમયે એક આહિર હરિભક્ત મંદિરમાં બેઠા હતા. એનું નામ ભોળાભાઈ હતું.

સ્વામીએ ભોળાભાઈને નજીક બોલાવ્યા અને કહ્યું, 'તમે આ પ્રસાદીનું જળ પ્રેમજીભાઈને પીવડાવો, એમનું ઝેર ઉતરી જશે.'

ભોળાભાઈએ પ્રસાદીનું જળ પ્રેમજીભાઈને પીવડાવ્યું.

થોડીવારમાં ચમત્કર સર્જાયો. પ્રેમજીભાઈના શરીરમાંથી કાળા નાગનું ઝેર ઉતરી ગયું અને પ્રેમજીભાઈ સ્વસ્થ થયા!

આખા ગામમાં આ વાત વાયુવેગે પ્રસરી ગઈ.

નારાયણદાસજી સ્વામીના આશીર્વાદ અને સ્વામિનારાયણ મહામંત્રના પ્રભાવથી પ્રેમજીભાઈની ઝેરથી રક્ષા થઈ.

સ્વામિનારાયણ મહામંત્ર કાળરૂપી સર્પથી રક્ષા કરે છે.

સ્વામિનારાયણ મહામંત્ર માયારૂપી નાગણીનું ઝેર ઉતારનારો છે.

સ્વામિનારાયણ મહામંત્ર ભવરોગ ટાળવાનું રામબાણ ઔષધ છે.

સ્વામિનારાયણ મહામંત્ર સર્વ પાપોને બાળીને ખાખ કરનાર છે.

સ્વામિનારાયણ મહામંત્ર ચાર વેદ, અઢાર પુરાણ અને સર્વ સત્શાસ્ત્રનો સાર છે.

વિહારીલાલજી મહારાજ હરિલીલામૃતમાં કહે છે...

'જે સ્વામિનારાયણ નામ લેશે, તેના બધા પાતક બાળી દેશે.'

# કાલસારીમાં પ્રભુદાસને સાજા કર્યા

કાલસારીમાં કાળાબાપા ખૂબ જ સારા ભક્તરાજ હતા. તેઓ પંચાળાના મકનજી ઠક્કરના વંશજ હતા. તેમને નાની ઉંમરે ગુણાતીતાનંદ સ્વામીના આશીર્વાદ પ્રાપ્ત થયા હતા.

સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીના તેઓ અનન્ય શિષ્ય હતા.

જૂનાગઢ દેશમાં કાળાબાપાની આગેવાન હરિભક્તોમાં ગણના થતી.

મોટા મોટા સદ્‌ગુરુઓ અવાર નવાર કાલસારી પધારતા અને સત્સંગનું ભારે સુખ આપતા.

સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીની પ્રેરણાથી કાલસારીમાં નાનકડું મંદિર કરવામાં આવ્યું હતું. સ્વામીએ અહીં સ્વહસ્તે હનુમાનજી પધરાવ્યા હતા.

સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામી જ્યારે જ્યારે નાઘેરમાં ઉના તરફ જતા ત્યારે કાલસારી થઈને જતા, એટલે આ ગામ અત્યંત પાવન થયેલું છે.

કાળાબાપાને ત્યાં કાનજીભાઈ નામે પુત્ર થયા હતા. તેઓ પણ એકાંતિક ભક્તરાજ અને મોટા સંતોના કૃપાપાત્ર હતા.

કાનજીબાપાને ત્યાં વિ. સં. ૧૯૭૬માં પ્રભુદાસ નામના પુત્રનો જન્મ થયો હતો. પ્રભુદાસની સાત આઠ વર્ષની ઉંમર થઈ ત્યારે તેમને ડબલ ન્યૂમોનિયા લાગુ થયો અને તેઓ બેશુદ્ધ બની ગયા.

ભક્તરાજ કાળાબાપા અને કાનજીભાઈ ખૂબ જ ચિંતામાં પડ્યા. તેમણે જૂનાગઢ, જેતપુર વગેરે મંદિરોમાં મહાપૂજા અને પ્રાર્થનાઓ કરાવી પરંતુ પ્રભુદાસની તબિયતમાં કોઈ સુધારો જણાતો નહોતો.

પ્રભુદાસના મામા જૈન ધર્મના 'મહારાજ સાહેબ' હતા. તેઓ ખૂબ જ પ્રતાપી હતા. એમણે કાળાબાપાને કહેવડાવ્યું કે 'તમે કહો તો હું પ્રભુદાસને સાજો કરી દઉં.'

કાળાબાપા અને કાનજીબાપા ભગવાન સ્વામિનારાયણના અનન્ય આશ્રિત હતા. તેમણે જૈન મહારાજ સાહેબને વિનયપૂર્વક કહ્યું, 'તમારી ભાવના સારી હશે! પરંતુ અમે તો ભગવાન સ્વામિનારાયણની ઈચ્છા ઉપર બધું છોડ્યું છે. ભગવાન સ્વામિનારાયણની ઈચ્છા હોય તો પ્રભુદાસને સારું થશે અને ઈચ્છા નહિં હોય તો સારું નહિં થાય.'

આ બાજુ પ્રભુદાસની તબિયત દિવસે દિવસે બગડતી જતી હતી. તેઓ વીસ પચ્ચીસ દિવસથી બેશુદ્ધિમાં હતા.

કાળાબાપાના મનમાં થયું, 'હવે તો સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામીના આશીર્વાદ મળે તો જ પ્રભુદાસ બેઠો થાય.'

કાળાબાપા અને વેરાવળના ઘીવાળા જાદવજી શેઠે સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામીને વિનંતિ કરી કાલસરી તેડાવ્યા અને બધી વાત કરી.

પ્રભુદાસની સ્થિતિ અત્યંત નાજુક થઈ ગઈ હતી.

સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામી પ્રભુદાસને દર્શન દેવા પધાર્યા. સ્વામીએ પ્રભુદાસના માથા ઉપર હાથ મેલી કહ્યું, 'કાળાબાપા ચિંતા કરશો નહિં, મહારાજ પ્રભુદાસને સારું કરશે.'

બીજે દિવસે સવારમાં પૂજાપાઠ કરી પ્રસાદીનું પાણી સાથે લઈ સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામી ફરીથી પ્રભુદાસ પાસે પધાર્યા.

સ્વામીએ સ્વામિનારાયણ મહામંત્રનું સ્મરણ કરતા કરતા પ્રભુદાસ ઉપર પાણીની અંજલિ છાંટતા કહ્યું, 'એલા પ્રભુદાસ! બેઠો થા.' પરંતુ પ્રભુદાસ ઉપર સ્વામીના વચનની કોઈ અસર થઈ નહિં.

સ્વામી મંદિરમાં પધાર્યા. બીજે દિવસે પણ સ્વામી ઠાકોરજીની પ્રસાદીનું જળ લઈ પ્રભુદાસ પાસે આવ્યા. પાણી છાંટ્યું અને કહ્યું, 'પ્રભુદાસ! બેઠો થા.' પણ પ્રભુદાસની સ્થિતિમાં કોઈ પરિવર્તન જણાયું નહિં.

ત્રીજા દિવસે સ્વામીએ સિંહાસન સામે ઉભા રહી એક પગે માળા ફેરવતા ફેરવતા અત્યંત ગદ્‌ગદ્ કંઠે મહારાજને પ્રાર્થના કરી ને કહ્યું, 'મહારાજ! તમારે ભરોસે પ્રભુદાસને સાજા કરવાનું કાર્ય કરી રહ્યો છું. માટે હવે મારી લાજ તમારા હાથમાં છે. મહારાજ! તમને જો યોગ્ય લાગે તો મારી આવરદા પ્રભુદાસને આપો પણ પ્રભુદાસને બેઠો કરો.'

આમ પ્રાર્થના કરી પ્રસાદીનું જળ લઈ સ્વામી ત્રીજી વાર પ્રભુદાસ પાસે આવ્યા.

પ્રભુદાસના શરીર ઉપર જળ છાંટી, પ્રભુદાસના કાનમાં સ્વામિનારાયણ સ્વામિનારાયણ મંત્ર બોલી કહ્યું, 'પ્રભુદાસ! બેઠો થા.'

એ જ વખતે સહુના આશ્ચર્ય વચ્ચે પચ્ચીસ પચ્ચીસ દિવસથી બેશધ્ધિમાં પડેલા પ્રભુદાસ બેઠા થઈ ગયા!

એણે સ્વામીને વંદન કરી 'જય સ્વામિનારાયણ' કહ્યા અને બાપાને કહ્યું, 'બાપા! મને ભૂખ લાગી છે, મને પુરણપોળી ખવડાવો.'

પ્રભુદાસને આમ સાજો સારો થઈ પૂરણપોળી ખાવા માગતો જોઈ સર્વના અંતરમાં આનંદ આનંદ થઈ ગયો. સ્વામીની પ્રાર્થના મહારાજે સાંભળી અને પ્રભુદાસને મોતના મુખમાંથી ઉગાર્યો.

પ્રભુદાસ સાજા થયા પછી બે ત્રણ વર્ષમાં જ સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામી રાજકોટ ખાતે અક્ષરવાસી થયા હતા.

આગળ જતા પ્રભુદાસ ખૂબ સારા હરિભક્ત થયા. ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ સાથે એમને ખૂબ હેત હતું. તેઓ ખૂબ જ શૂરવીરતાથી સ્વામીનો પક્ષ રાખતા હતા. તેમના ભાઈ કરશનભાઈ પણ સારા ભક્તરાજ હતા. પ્રભુદાસના પુત્રો શ્યામ અને પ્રવીણ પણ ખૂબ સારો સત્સંગ રાખે છે.

## અર્જુન સિંહજીને આશીર્વાદ

મેંગણી દરબાર માનસિંહજીની કથા સત્સંગમાં સુપ્રસિદ્ધ છે.

એમના વંશમાં દરબારશ્રી અર્જુનસિંહજી થયા. અર્જુનસિંહજી વિલાયતમાં ભણ્યા હતા. વિલાયતમાં રહેવા છતાં એમણે સત્સંગને દાગ લાગવા દીધો નહોતો. તેઓ ખૂબ સારા ભક્ત હતા.

યુવાન વયે તેઓ ભાવનગર રાજ્યના પોલીસ ખાતામાં ઉંચા સ્થાન પર બિરાજી ફરજ બજાવતા હતા.

આ દરમિયાન એક દુઃખદ પ્રસંગ બન્યો. જેનાથી દરબારશ્રીનું મન હાલક ડોલક થઈ ગયું.

બન્યું હતું એવું કે કોઈ જગ્યાએ ચોરી લૂંટફાંટ થયેલી. રાજ્યની પોલીસ એક શકમંદ ગુનેગારને પકડીને લઈ આવી અને એને દરબાર સમક્ષ ઉભો રાખવામાં આવ્યો.

ગુનાની કબૂલાત માટે અર્જુનસિંહજીની નજર સામે પોલીસ દ્વારા એને અતિશય માર મારવામાં આવ્યો.

પોલીસનો માર સહન ન થવાથી એ તોહમતદાર બોલી ઉઠયો, 'હે મહારાજ! હે સ્વામિનારાયણ! બચાવો.'

તોહમતદારના મુખેથી 'સ્વામિનારાયણ' શબ્દ સાંભળતાં જ દરબાર ચમક્યા.

એમણે તુરત જ પોલીસને માર મારતા અટકાવ્યા..

દરબારે તોહમતદારને પૂછ્યું, 'એલા! તું સત્સંગી છો?'

એણે કહ્યું, 'હા બાપુ! હું ભગવાન સ્વામિનારાયણનો આશ્રિત છું.'

દરબારે કહ્યું, 'ભગવાન સ્વામિનારાયણે શિક્ષાપત્રીમાં આદેશ કર્યો છે કે 'સત્સંગીઓએ ચોરી-લૂટફાટ ન કરવી.' સ્વામિનારાયણનો સત્સંગી કદી ચોરી લૂંટફાંટ ન કરે. તો તે શા માટે કરી?'

તોહમતદારે કહ્યું, 'બાપુ! ભગવાન સ્વામિનારાયણની સાક્ષીએ કહું છું, મેં ચોરી કરી નથી. કેટલાક દ્વેષી લોકોએ મને ખોટી રીતે શકમંદ બનાવી દીધો છે.'

બાપુએ તહોમતદારનો નિર્દોષ ચહેરો અને નિર્દોષ આંખોને પારખી લીધી અને છોડી મૂક્યો.

પેલો સત્સંગી તો ઘેર ગયો પરંતુ બાપુના અંતરમાં ભયંકર ખળભળાટ થવા લાગ્યો.

એક નિર્દોષ સત્સંગીને પોતાની નજર સામે માર પડ્યો તેથી દરબારનું હૈયું વલોવાવા લાગ્યું.

એમને થયું કે 'આજ મારાથી એક નિર્દોષ ભગતને દંડ દેવાનો ઘોર અપરાધ થઈ ગયો. આ પોલીસ ખાતાની નોકરીમાં આવા તો કેટલાય નિર્દોષને દંડ આપવાના પ્રસંગો બન્યા કરશે. દેહ અને પરિવારના ભરણ પોષણ માટે આવા પાપ કરવાં પડે! એવી નોકરી મારે નથી કરવી. ભરણ પોષણ પૂરતુ તો ભગવાન આપે છે અને આપશે.'

આમ વિચારી દરબારે બીજા દિવસે જ નોકરીમાંથી રાજીનામું આપ્યું અને પોતાને ઘેર આવતા રહ્યા.

દરબારને સ્વામી બાલમુકુંદદાસજીના વચનસિધ્ધ શિષ્યો નારાયણદાસજી સ્વામી અને નિર્ગુણદાસજી સ્વામી સાથે ભારે હેત હતું. તેઓ સંતોના દર્શને જૂનાગઢ ગયા. યોગાનુયોગ બન્ને સંતો એક સાથે ત્યાં હાજર હતા.

નારાયણદાસજી સ્વામીએ દરબારને કુશળ પ્રશ્ન પૂછ્યા.

દરબારે કહ્યું 'સ્વામી! નોકરીમાંથી રાજીનામું આપી ઘેર બેઠો છું.'

સ્વામીએ કહ્યું, 'કેમ નોકરીમાંથી છૂટું થવું પડ્યું?'

દરબારે સ્વામીને બધી વિગત જણાવી.

દરબારની વાત સાંભળી સ્વામી ખૂબ રાજી થયા.

સ્વામીએ કહ્યું. 'દરબાર તમે મેંગણીના ભાયાત ગણાવ. તમારો ગરાસ થોડો છે. તો હવે નિર્વાહ કઇ રીતે કરશો?'

દરબારે કહ્યું, 'સ્વામી! નિર્વાહ તો તમારી કૃપાથી કોઈપણ રીતે થશે પણ હવે કોઇ નિરપરાધી કે હરિભગતનો દ્રોહ થઇ જાય એવી નોકરી તો કરવી જ નથી.'

દરબારના હૈયાની ઉત્તમ ભાવના જોઈ બન્ને સંતોના હૈયામાં આનંદ થયો. નારાયણદાસજી સ્વામીએ નિર્ગુણદાસજી સ્વામીની સામે સંકેતભરી નજરે જોઈને કહ્યું સ્વામી! 'આવા સારા હરિભક્તને આજીવીકાની ચિંતા રહે એવું ન થવા દેવાય.'

નિર્ગુણદાસજી સ્વામીએ કહ્યું, 'સ્વામી! તમારી વાત સાચી છે.'

સ્વામી થોડીવાર નેત્ર મીંચી, મહારાજની મૂર્તિને ધારી, મનોમન થોડો વિચાર કરી પછી બોલ્યા, 'દરબાર! ભગવાન ઘણા ભક્તોને કૃપા કરીને સુખ સંપત્તિ આપે છે. ત્યારે એનો સત્સંગ ઝાંખો પડી જાય છે. તમને ભગવાન સુખ સાહ્યબી આપે તો સત્સંગ ગૌણ તો નહિ થઈ જાય ને?'

દરબારે વિનમ્રભાવે કહ્યું, 'સ્વામી! આપ જેવા સંતોની મારા પર કૃપા છે. ભગવાન સુખ સંપત્તિ આપે કે ન આપે, હું ક્યારેય મહારાજ અને સત્સંગને ગૌણ નહિં થવા દઉં.'

સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામીનું દિલ આ સુપાત્ર ભક્તરાજને અભરે ભરી દેવા માટે હેલે ચડી રહ્યું હતું.

સ્વામીએ કહ્યું, 'દરબાર! શ્રીજી મહારાજ તમને અઢળક સંપત્તિ આપશે અને તમે પણ સત્સંગની ખૂબ જ સેવા કરજો.'

દરબારે હાથ જોડી અને કહ્યું, 'ભલે સ્વામી! આપ જેમ કહેશો તેમ કરીશ.'

નારાયણદાસજી સ્વામીએ નિર્ગુણદાસજી સ્વામીને કહ્યું, 'સ્વામી! તમે પણ દરબારને આશીર્વાદ આપો.' સ્વામીના કહેવાથી નિર્ગુણદાસજી સ્વામીએ પણ દરબારને આશીર્વાદ દીધા.

બન્ને મહાન સંતોના આશીર્વાદ ને લીધે દરબારને અણધારી રીતે અઢળક સંપત્તિ પ્રાપ્ત થઈ.

દરબારે પણ એ સંપત્તિમાંથી દાન ધર્માદો કરવામાં જરાય કચાસ ન રાખી.

સમર્થ સંતોની કૃપાથી એના અંતરને સંપત્તિનો મદ સ્પર્શી ન શક્યો.

સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામીની આજ્ઞાથી દરબારે જૂનાગઢમાં શ્રી રાધારમણદેવું સુવર્ણ સિંહાસન કરાવ્યું. સ્વામી નિર્ગુણદાસજીને રાજી કરવા માટે એમણે શ્રીજી મહારાજના ગાદીસ્થાન જેતપુરમાં પણ ખૂબ જ સેવા કરી તેમજ અનેક સમૈયા ઉત્સવમાં શ્રીહરિએ આપેલી સંપત્તિને વાપરી, સંપત્તિને સફળ બનાવી.

દરબારના બે પુત્રો હતા.કુમાર પ્રદ્યુમ્નસિંહજી અને બળભદ્રસિંહજી. બન્ને ખૂબ સારા સત્સંગી હતા.

કુમાર પ્રદ્યુમ્નસિંહજી આઈ. એ. એસ. ઓફિસર થયા હતા અને ગુજરાત રાજ્યના મુખ્ય સચિવ પદે રહ્યા હતા.

ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજે ગુરુકુલનું જે આદ્ય ટ્રસ્ટી મંડળ બનાવ્યું હતું તેમાંના એક કુમાર પદ્યુમ્નસિંહજી હતા.

રાજકોટ ખાતે ગુરુકુલનું ખાત મૂહુર્ત ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજે પૂ. જોગી સ્વામીના ગુરુ મહંત સ્વામી અને કુમાર પ્રદ્યુમ્નસિંહજીના હસ્તે કરાવ્યું હતું.

સમર્થ સત્પુરુષોના આશીર્વાદ ભક્તને અને એમના વંશ વારસાને પણ ન્યાલ કરી દેતા હોય છે.

## ગોંડલની ધર્મશાળાનો જીર્ણોધ્ધાર

ગોંડલી નદીને કિનારે વસેલું ગોંડલ શહેર ભગવાન શ્રીહરિની પદરજથી અનેકવાર પાવન થયેલું છે.

વર્ષો પહેલાં દરબાર શ્રી ભાણાબાપુએ હાલ જ્યાં નાની બજારમાં સ્વામિનારાયણ મંદિરનો સભા મંડપ છે ત્યાં એક સુંદર મોટું મકાન બાંધીને મંદિર બનાવ્યું હતું અને સદ્‌ગુરુ ગોપાળાનંદ સ્વામીના વરદ હસ્તે એમાં ભગવાન શ્રીહરિની મૂર્તિ પધરાવી હતી.

સત્સંગ વિચરણ કરતા કરતા નંદ સંતો અહીં પધારતા અને આ સ્થળે ઉતરતા.

ગોંડલ નરેશ મહારાજ શ્રી ભગવત્‌સિંહજીના માતુશ્રી મોંઘીબાઈએ સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીની પ્રેરણાથી રાજ્યના ખર્ચે શિખરબદ્ધ મંદિર કરાવ્યું હતું. જેમાં વિ. સં. ૧૯૨૮ની સાલમાં આચાર્ય શ્રી ભગવત્‌પ્રસાદજી મહારાજે પ્રતિષ્ઠા કરી હતી.

વડતાલના પાર્ષદો મંદિરનો વહીવટ ચલાવતા હતા પરંતુ ન કલ્પી શકાય એવા કારણને લીધે મંદિરનો વ્યવહાર દરેક રીતે કથળી ગયો હતો.

આચાર્ય શ્રી વિહારીલાલજી મહારાજે સદ્‌ગુરુ

શ્રી બાલમુકુંદદાસજી સ્વામીને ગોંડલ મંદિરનો વહીવટ સરખો કરવા આગ્રહ કર્યો હતો.

સ્વામીએ શાસ્ત્રી શ્રી ધર્મતનયદાસજી સ્વામીના નામે આજ્ઞાપત્ર મેળવી ધર્મતનયદાસજી સ્વામી દ્વારા વહીવટ સંભાળ્યો હતો. જેમણે એકધારા ૨૦ વર્ષ સુધી મંદિરનો વહીવટ સંભાળી મંદિરના વ્યવહારને સારી રીતે સુધાર્યો હતો.

વિ. સં. ૧૯૬૯ ના આસો સુદ એકાદશીના દિવસે શાસ્ત્રી શ્રી ધર્મતનયદાસજી સ્વામી અક્ષરવાસી થયા હતા ત્યાર પછી ગોંડલ મંદિરનો વહીવટ પુરાણી સ્વામી શ્રી ગોપીનાથદાસજીએ સંભાળ્યો હતો અને ગોંડલ મંદિરનો વિકાસ કર્યો હતો.

વિ. સં. ૧૯૮૫-૮૬ની સાલમાં મહંત સ્વામી શ્રી કૃષ્ણજીવનદાસજી ગોંડલમાં મહંત તરીકે સેવા બજાવતા હતા. તેઓ વ્યવહારથી અલિપ્ત અને ભજનીક સંત હતા. આ અરસામાં સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામી ગોંડલ પધાર્યા હતા.

મહંત સ્વામીએ નારાયણદાસજી સ્વામીને વિનંતી કરી કે ‘સ્વામી! અહીંની હવેલી જીર્ણ થઈ ગઈ છે, મંદિરમાં થોડી રકમ છે, એમાંથી મોટી ધર્મશાળા કરીએ તો સારું.’

‘હું તો આપના વચને અહીં મહંતાઈ સંભાળું છું. બાકી આ બધું કામ મારાથી થાય એમ નથી. આપે જ અહીં રોકાઈને આ કાર્ય કરવું પડશે.’

મહંત સ્વામીની વાત સાંભળી સ્વામી રાજી થયા અને બોલ્યા, ‘તમે પવિત્ર ભજનિક સંત છો. તમારો સંકલ્પ મહારાજ પૂરો કરશે.’

નારાયણદાસજી સ્વામી ગોંડલ રોકાયા. બાંધકામમાં નારાયણદાસજી સ્વામીની કોઠાસૂઝ અને કુશળતા અજોડ હતી. સ્વામીએ જૂના સંતોની પ્રસાદીની જગ્યા સચવાઈ રહે, ધર્મશાળા મોટી થાય અને મંદિરનો ચોક પણ મોટો થાય એ રીતે નકશા બનાવી ધર્મશાળાનું કામ શરૂ કરાવ્યું.

ધર્મશાળાનું તમામ સુતારીકામ ગામ તોરીના સુતાર અરજણભાઈ સંભાળતા હતા.

ધર્મશાળાનું કામ ચાલતું હતું, સ્વામી સ્વયં એમાં દેખરેખ રાખતા હતા, સ્વામી ચૂનાના તગારા પણ ઉપાડતા હતા અને નાનામાં નાની સેવા કરતા હતા. સ્વામી સ્વયં સેવામાં જોડાય એટલે અન્ય સંતો અને હરિભક્તો પણ ઉત્સાહથી સેવા કરતા હતા.

ધર્મશાળાનું માળણનું કામ શરૂ થયું. માળવા માટે લાકડાના જાડા પાટડા ઉપર ચડાવવાના હતા. પાટડા ખૂબ ભારે હતા. પાટડા ચડાવવાનું કામ ચાલી રહ્યુ હતું. એવામાં અચાનક એક પાટડો છટક્યો. જો એ પાટડો નીચે પડે તો અનેકનાં કચ્ચરઘાણ બોલી જાય એવી સ્થિતિ હતી.

સ્વામીએ એકદમ સમય સૂચકતા વાપરી નાનકડી, પાતળી વળી લઈ એ વળી ઉપર પાટડાનો ભાર ઝીલી લીધો.

આ સોટા જેવી પાતળી વળી મોટા પાટડાનો ભાર ઝીલે એવી કોઈ શક્યતા નહોતી. જે ચમત્કારિક રીતે બચાવ થયો હતો તે સ્વામીની અલૌકિક શક્તિથી જ થયો હતો.

આ સમયે સ્વામીની ઉંમર ૮૧ વર્ષની હતી. સ્વામીને શરીરે સારું નહોતું છતાં એમણે પાટડાનો ભાર ઝીલી મોટી હોનારત અટકાવી દીધી હતી.

ભગવાન શ્રીકૃષ્ણે ગોવર્ધન ઝીલ્યો હતો અને ગોકુલવાસીઓની રક્ષા કરી હતી એ જ રીતે સ્વામીમાં રહીને શ્રીજી મહારાજે પાટડો ઝીલી સંતો-ભક્તોની રક્ષા કરી હતી.

## ચરણારવિંદની જોડ્યનું સમર્પણ

ગોંડલની ધર્મશાળામાં જૂનું સિંહાસન હતું. જેમાં સદ્‌ગુરુ ગોપાળાનંદ સ્વામીએ મહારાજની મૂર્તિ અને ચરણારવિંદ પધરાવ્યા હતા.

આ સિંહાસન નાનું હોવાથી નારાયણદાસ સ્વામીએ મોટું અને ભવ્ય સિંહાસન બનાવડાવ્યું જેમાં જૂની મૂર્તિ અને ચરણાર્વિંદ જેમના તેમ પધરાવ્યા ઉપરાંત ગુણાતીતાનંદ સ્વામી તથા શ્રીજી મહારાજની સભાની બીજી મોટી ચિત્ર પ્રતિમા પણ પધરાવી.

'સિંહાસનમાં ચરણાર્વિંદની બે જોડ હોય તો સિંહાસન વધારે શોભે' એવી ભાવનાથી સ્વામીએ ચરણારવિંદની એક જોડ પધરાવાય એટલી જગ્યા ખાલી રાખી.

એકવાર સમૈયા-ઉત્સવ પ્રસંગે જૂનાગઢથી અનેક સંતો-પાર્ષદો ગોંડલ પધાર્યા હતા. નવી ધર્મશાળાનું કામ જોઈને બધા રાજી થતા હતા.

સંતો ભક્તોની વિશાળ સભા થઈ હતી. નારાયણદાસજી સ્વામી સભા-મંડપમાં કથા-વાર્તા કરી રહ્યા હતા.

કથાવાર્તા પૂરી કર્યા પછી નારાયણદાસજી સ્વામીએ સંતોને ઉદ્દેશીને કહ્યું, 'તમે મોટા મોટા સંતો બેઠા છો તેમાંથી જો કોઈ સંત ચરણારવિંદની એક જોડ આપે તો એ ચરણારવિંદ આપણે સિંહાસનમાં પધરાવવા છે.

ચરણારવિંદ પધરાવવાની વાતમાં સર્વનો રાજીપો હતો, પરંતુ ચરણાર્વિંદ અર્પણ કરવા માટે કોઈનું મન તૈયાર નહોતું, તેથી સ્વામીની વાતનો કોઈ પ્રતિસાદ ન મળ્યો.

આ પ્રસંગે ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજની ઉમર નાની હતી. તેઓ સભામાં બેઠા હતા.

નારાયણદાસજી સ્વામીના વચનને પ્રતિસાદ ન મળ્યો તે જોઈને ગુરુદેવને મનમાં થયું 'સ્વામી જેવા મહાન સંતના વચન આમ હેઠા પડે તે ઠીક નહી. મારી પાસે ચરણાર્વિંદની બે જોડ છે એમાંથી એક સિંહાસનમાં પધરાવવા આપી દઉં અને ભગવાન જેવા સાધુનો રાજીપો મેળવી લઉં.'

નાની ઉંમર હોવાથી ગુરુદેવ સભામાં તો કાંઈ બોલી ન શક્યા, પરંતુ સભા પૂરી થયા પછી એમણે પોતાનો શુભ સંકલ્પ પોતાના મોટા ગુરુભાઈ સ્વામી દેવપ્રસાદદાસજીને કહ્યો.

'સ્વામી! મારી પાસે ચરણારવિંદની બે જોડ છે, એમાં એક જોડ આપણા ગુરુદેવ પુરાણી સ્વામી ગોપીનાથદાસજી એ રાજીપાથી આપેલી છે અને બીજી જોડ તમે આપેલી છે. જો તમારી રજા હોય તો એક જોડ સિંહાસનમાં પધરાવવા માટે આપી દઉં, જેથી સ્વામી જેવા મહાન સત્પુરુષ આપણા ઉપર રાજી થાય.

નાના સાધુ ધર્મજીવનદાસજીની વાત સાંભળીને સ્વામી દેવપ્રસાદદાસજી રાજી થયા, પણ આ નાના સાધુના સંકલ્પની કસોટી કરતા હોય એમ કહ્યું, 'ધર્મજીવનદાસ! સ્વામીએ ચરણારવિંદ આપવાની વાત મોટા ઘરડા સાધુઓને કરી છે. તમે તો નાના સાધુ છો!'

ગુરુદેવ બોલ્યા, 'સ્વામી! મને થાય છે કે, મોટા સંતના વચન આમ હેઠા પડે એ સારું નહિ.'

દેવપ્રસાદદાસજી સ્વામી આ નાના સાધુનો સમજણભર્યો ઉત્તર સાંભળી અત્યંત રાજી થયા અને ચરણારવિંદ આપવાની હા પાડી.

આ રીતે મોટા ગુરુભાઈની અનુમતિ લઈને ગુરુદેવે ચરણારવિંદની એક જોડ નારાયણદાસજી સ્વામીને અર્પણ કરી.

નાના સાધુની આવી ઉદારતા જોઈ નારાયણદાસજી સ્વામી ખૂબ જ રાજી થયા અને કહ્યું, 'ધર્મજીવનદાસ! મેં તો મોટા મોટા અને ઘરડા સાધુઓને કહ્યું હતું, તમે તો નાના સાધુ છો માટે રહેવા દ્યો.'

ગુરુદેવે કહ્યુ, 'સ્વામી! મારી પાસે બે જોડ છે એટલે એક અહીં પધરાવો અને એક હું મારી પૂજામાં રાખીશ. ચરણારવિંદની બે જોડ મારી પાસે હશે તો મને એકને જ દર્શન થશે, અહીંયા સિંહાસનમાં પધરાવ્યા હશે તો બધા સંતો-ભક્તોને દર્શનનો લાભ મળશે.'

નાના સાધુની વિનય વિવેકભરી વાત સાંભળી નારાયણદાસજી સ્વામી અત્યંત રાજી થયા અને બોલ્યાં, 'સાધુરામ! તમારી ઉદારતા અને સમજણ બેયને ધન્ય છે.'

નારાયણદાસ સ્વામીએ ગુરુદેવ પાસેથી ચરણારવિંદ સ્વીકાર્યા અને ધર્મશાળાના નવા સિંહાસનમાં પધરાવ્યા જે આજે પણ દર્શન આપે છે.

ગુરુદેવના હૃદયની ઉદારતાની બીજી વાત એ છે કે, એ ચરણારવિંદમાં અર્પણ કરનાર તરીકે પોતાનું નામ નહિ લખાવતા, પોતાના મોટા ગુરુભાઈ દેવપ્રસાદદાસજી સ્વામીનું નામ લખાવ્યું છે.

સ્વામિનારાયણ સંપ્રદાયમાં ભગવાન સ્વામિનારાયણની પ્રસાદીની વસ્તુઓનું ભાવનાત્મક રીતે ભારે મૂલ્ય હોય છે. એમાંય શ્રીજી મહારાજના ચરણારવિંદ તો સર્વને હૃદય સાથે જોડાયેલા હોય છે.

ગુરુદેવને ચરણાર્વિંદની આ બેય જોડ પોતાના ગુરુ પુરાણી સ્વામી ગોપીનાથદાસજી અને પોતાના ગુરુભાઈ સ્વામી દેવપ્રસાદદાસજી તરફથી રાજીપાથી પ્રાપ્ત થયેલા હતા. છતાં પણ સ્વામીએ નારાયણદાસજી સ્વામી જેવા સંતને રાજી કરવા માટે એક જોડ અર્પણ કરી દીધી હતી.

ઘણાની પાસે ચરણારવિંદની ઘણી જોડ હોય પણ આપવાનું મન થતું નથી. ઘણા ભાવિક સંતો ભક્તો ચરણારવિંદની ભાવથી પૂજા કરે છે.

ઘણા ગુરુઓ 'ચરણારવિંદના વારસાની લાલચે

ચેલો સારી સેવા કરે' એવી ભાવનાથી ચરણારવિંદ સાચવી રાખતા હોય છે.

ઘણાય મહાત્માઓ કોઈ શ્રીમંત હરિભગત પાસેથી હજારો રૂપિયાની સેવા કરાવવા માટે ચરણાર્વિંદનો ઉપયોગ કરતા હોય છે.

કોઈ માંધાતાઓ હજારો રૂપિયા કમાવા માટે ચરણારવિંદ વેંચતા હોય છે.

કોઈ કોઈ ધૂતારાઓ વેવલા હરિભક્તોને નકલી ચરણારવિંદ પધરાવી હજારો રૂપિયા કમાઈ લેતા હોય છે.

ચરણારવિંદનો અસલ મર્મ તો કોઈ વિરલા જ જાણતા હોય છે.

પ્રત્યક્ષ બિરાજમાન ભગવાન જેવા સંતનો રાજીપો પ્રસાદીની વસ્તુઓ કરતા મહાન હોય છે. પ્રસાદીની મહામૂલી વસ્તુ હોય પણ જો તેની સાથે અહંમમત્વનો સંબંધ બંધાયો હોય તો એ પ્રસાદીની વસ્તુ દર્શનના કામમાં આવે પણ મોક્ષમાં ઉપયોગી ન થાય! જ્યારે ભગવાન જેવા મહાપ્રતાપી સંતનો રાજીપો જીવનો બેડો પાર કરી દેતો હોય છે.

ગુરુદેવ પ્રસાદીની વસ્તુના અસલ મર્મને સમજનાર વિરલ સંત હતા.

## કામ પડતું મેલી જામનગર પહોંચો

જામનગરમાં એક ખૂબ જ સારા હરિભક્ત હતા. એમનું નામ મિસ્ત્રી મૂળજીભાઈ લાધાભાઈ હતું. તેઓ કુશળ કારીગર હતા. મૂળજીભાઈને સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામી પ્રત્યે ખૂબ જ શ્રદ્ધા અને પ્રેમ હતાં.

સ્વામીની આજ્ઞાથી એમણે જૂનાગઢ મંદિરમાં આરસ પાથરવાની સેવા કરી હતી. તે જ રીતે જામનગર મંદિર તેમ જ ગોંડલ મંદરિના ઘુંમટના નિર્માણમાં પણ સેવા કરી હતી. ગોંડલ મંદિરના સિંહાસન અને આરસ કામમાં પણ ઘણું બધું કામ કરીને સ્વામીના આશીર્વાદ મેળવ્યા હતા.

વિ. સં. ૧૮૮૯ની સાલ હતી. મૂળજીભાઈ ગોંડલ મંદિરમાં આરસ પાથરવાનું કામ કરી રહ્યા હતા. આ જ અરસામાં નારાયણદાસજી સ્વામી રાજકોટમાં બિરાજતા હતા.

રાત્રિનો સમય હતો. મૂળજીભાઈ થાક્યા પાક્યા સૂતા હતા.વહેલી સવારે સ્વામીએ મૂળજીભાઈને સ્વપ્રમાં દર્શન દીધા અને કહ્યું, 'મૂળજીભાઈ! તમે કામ પડતું મેલી તુરત જ જામનગર ભેગા થઈ જાવ.' આટલું કહી સ્વામી અદૃશ્ય થઈ ગયા. મૂળજીભાઈની ઊંઘ ઉડી ગઈ.

મૂળજીભાઈના મનમાં થયું કે 'મને સ્વામી સાથે ખૂબ હેત છે એટલે આવું સ્વપ્ર આવ્યું. મંદિરનું કામ આઠ દસ દિવસમાં પૂરું થઈ જશે ત્યાર પછી હું ઘેર જઈશ.'

આમ વિચારી મૂળજીભાઈએ કામ ચાલુ રાખ્યું.

સાત આઠ દિવસ થયા હશે અને મૂળજીભાઈને અચાનક કોઈ ભેદી બિમારી લાગુ પડી. શરીરમાં ખેંચ ઉપડી અને એકદંડો શ્વાસ શરુ થઈ ગયો.

મૂળજીભાઈના ભાઈ વાલજીભાઈ તાત્કાલિક એમને લઈને ગોંડલ રેલ્વે સ્ટેશને આવ્યા અને જામનગર જવા માટે ટ્રેન પકડી. રસ્તામાં રાજકોટ આવ્યું. અહીંયા ટ્રેન એકાદ કલાક રોકાવાની હતી.

વાલજીભાઈને ખબર હતી કે નારાયણદાસજી સ્વામી રાજકોટ દાણાપીઠ મંદિરમાં બિરાજે છે. એટલે તેઓ સ્વામીના આશીર્વાદ લેવા માટે મારતે વાહને મંદિરે પહોંચ્યા અને સ્વામીને દંડવત્ કરતા કરતા રડવા લાગ્યા.

સ્વામીએ કહ્યું, 'વાલજી! કેમ રડે છે?'

વાલજીભાઈએ કહ્યું, 'સ્વામી! મૂળજીભાઈને અચાનક કાંઈક થઈ ગયું છે. અમે એને લઈને જામગનર જવા નીકળ્યા છીએ. ટ્રેન રાજકોટ સ્ટેશને રોકાણી છે અને હું તમારા દર્શને આવ્યો છું' સ્વામીએ કહ્યું, 'વાલજી! ચિંતા ના કરીશ. મહારાજ મૂળજીભાઈની રક્ષા કરશે. ચાલ હું તારી સાથે સ્ટેશને આવું છું.'

આમ કહી સ્વામી સંતોને સાથે લઈ રેલ્વેસ્ટેશને આવ્યા. રેલ્વેના ડબ્બામાં મૂળજીભાઈ બેશુદ્ધ થઈને સૂતા હતા.

સ્વામિનારાયણ મહામંત્ર બોલતા બોલતા નારાયણદાસજી સ્વામીએ મૂળજીભાઈના શરીર ઉપર પ્રસાદીનું પાણી છાંટ્યું અને સાદ કર્યો, 'મૂળજી! એ મૂળજી!' સ્વામીનો સાદ સાંભળી મૂળજીભાઈ ભાનમાં આવ્યા અને આંખો ઉઘાડી તો સામે સ્વામીને ઉભેલા જોયા.

મૂળજીભાઈએ સ્વામીને હાથ જોડી વંદન કર્યા.

સ્વામીએ કહ્યું, 'મૂળજીભાઈ! અમે તમને સ્વપ્નમાં ચેતવ્યા હતા અને કહ્યું હતું કે જામનગર પહોંચી જાવ છતાં અમારી વાત કેમ ન માની?'

મૂળજીભાઈ ધીરે સ્વરે બોલ્યા, 'સ્વામી! મારી ભૂલ થઈ. મને સ્વપ્નની વાત સત્ય મનાણી નહિં. મને થયું કે હેત હોય એટલે આવા સ્પપ્ન આવે.'

નારાયણદાસજી સ્વામી બોલ્યા, 'કાંઇ વાંધો નહિં. મૂળજીભાઈ! હવે કોઇ મૂંઝવણ રાખશો નહિં. કાળ આવ્યો તો પણ મહારાજે તમારી રક્ષા કરી છે. તમે સાજા સારા થઇ જશો. જામનગર રેલ્વે સ્ટેશનેથી તમારી મેળે ઘરે પહોંચશો. મહારાજને હજી તમારા દ્વારા મંદિરોમાં ઘણાં કામ કરાવવાં છે.' મૂળજીભાઈને આશીર્વાદ આપી સ્વામી મંદિરે પાછા પધાર્યા.

આ બાજુ મૂળજીભાઈ પાછા હતા એવા ને એવા બેભાન સ્થિતિમાં આવી ગયા એટલે ફરીથી બધાની ચિંતાનો પાર ન રહ્યો.

ગાડી જામનગર સ્ટેશને પહોંચી ત્યાં બધાના આશ્ચર્ય વચ્ચે મૂળજીભાઈ ભાનમાં આવ્યા. પોતાની મેળે બેઠા થયા. જાતે પોતાનો કોટ પહેર્યો. જાતે માથે પાઘડી બાંધી અને પોતાની મેળે જ ગાડીના ડબામાંથી નીચે ઉતરી ઘોડાગાડીમાં બેઠા અને ઘરે પહોંચ્યા.

સમર્થ સંતનું વચન હતું કે 'તમે સાજા નરવા ઘરે પહોંચશો.' એ વચન સત્ય થયું. મૂળજીભાઈનો મંદવાડ ગયો પણ શરીરમાં ભારે અશક્તિ આવી ગઈ. એક અઠવાડીયાના આરામ પછી અશક્તિ ઓછી થઇ.

સ્વામી જેવા સત્પુરુષની કૃપાથી એમનું શૂળીનું દુઃખ કાંટે મટ્યું, એમના માથેથી મોટી ઘાત ગઇ, તેઓ સાવ સાજા થઇ ગયા.

એક સમયે આશરે બપોરના ત્રણેક વાગ્યા હશે ત્યાં અચાનક એમને સંત મંડળ સાથે નારાયણદાસજી સ્વામીના દર્શન થયાં.

સ્વામીએ કહ્યું, 'એલા મૂળજી શું સુતો છો? અમારી સાથે મંદિરે દર્શન કરવા ચાલ.' મૂળજીભાઈ ઘરે કોઇને કહ્યા સિવાય સ્વામીની સાથે મંદિરે દર્શને આવ્યા.

મૂળજીભાઈ મંદિરમાં દર્શન કરતા હતા એ દરમિયાન સ્વામી અદશ્ય થઇ ગયા.

દલપતભાઈ વગેરે હરિભક્તો પણ મંદિરે દર્શને આવ્યા હતા. દલપતભાઈએ કહ્યું, 'અરે મૂળજીભાઈ! તમે આમ માંદા માંદા એકલા દર્શને કેમ આવ્યા? આવું જોખમ ન કરાય.'

મૂળજીભાઈએ કહ્યું, 'હવે મને સાવ સારું છે અને હું એકલો નથી આવ્યો. મારી સાથે નારાયણદાસજી સ્વામી અને બે-ચાર સાધુઓ પણ છે.'

મૂળજીભાઈની વાત સાંભળતા જ હરિભક્તો આશ્ચર્યથી મૂળજીભાઈ સામે જોઇ રહ્યા.

દલપતભાઈ બોલ્યા, 'મૂળજીભાઈ! તમે કેવી વાત કરો છો? નારાયણદાસજી સ્વામી તો હાલ રાજકોટ મંદિરમાં બિરાજે છે. અમે ક્યારના મંદિરે બેઠા છીએ, અહીં કોઇ સાધુ આવ્યા નથી.'

મૂળજીભાઈ ઘડીવાર તો કોઇની વાત માનવા તૈયાર નહોતા પરંતુ મંદિરમાં સ્વામી ક્યાંય દેખાયા નહિં એટલે એમને પણ ભારે આશ્ચર્ય થયું.

આખરે સર્વને સમજાયું કે મૂળજીભાઈને સ્વામી સાથે ખૂબ સ્નેહ છે માટે અવશ્ય સ્વામીએ એમને દિવ્ય રુપે દર્શન દીધાં લાગે છે!

પ્રગટ પુરુષોત્તમનારાયણને ધારી રહેલા સત્પુરુષોની ગતિ ન્યારી હોય છે. એને સામાન્ય બુદ્ધિથી સમજવી મુશ્કેલ છે.

## મુઠી ચણાથી ક્ષયરોગ મટાડ્યો

રાજકોટથી સરધાર જતાં વચ્ચે રાજ સમઢિયાળા ગામ આવે છે.

રાજ સમઢિયાળામાં સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીના સમયનો સત્સંગ છે.

રાજ સમઢિયાળાના ગામધણી દરબાર અખુભા હતા અને અખુભાને ત્યાં તપ્તસિંહજી નામના સુપુત્ર હતા.

તપ્તસિંહજીને ક્ષયનો રોગ લાગુ પડ્યો હતો.

અખુભાએ દીકરાની ઘણી સારવાર કરાવી પણ રોગ કાબુમાં આવ્યો નહિં.

તપ્તસિંહજીને મુંબઇ લઇ જવામાં આવ્યા. મુંબઈના ડૉક્ટરોએ પણ ઘણી મહેનત કરી પણ સારું થયું નહિં.

દરબાર શ્રી અખુભાના મનમાં પુત્રની બિમારીથી ખૂબજ ઉપાધિ રહેવા લાગી.

દરબારને નારાયણદાસજી સ્વામી સાથે ખૂબ હેત હતું. એમને થયું 'હવે તો સ્વામી કૃપા કરી મહારાજને પ્રાર્થના કરે તો જ કામ થાય એવું છે.'

અખુભાએ મુંબઈથી સ્વામીને પત્ર લખ્યો અને પ્રાર્થના કરી કે 'સ્વામી! હવે તો આપ દયા કરો તો જ તપ્નસિંહજીને સારું થાય એમ છે. અમે મુંબઈ સુધીના બધા ડૉક્ટરોને બતાવી જોયું પણ કાંઇ ફેર પડતો નથી.'

અખુભાનો પત્ર જૂનાગઢ આવ્યો.

સ્વામીએ કૃપા કરી જવાબ આપ્યો, 'દરબાર! તમે દરરોજ સાંજે ભગવાન સ્વામિનારાયણને સંભારી નાની માટલીમાં એક મૂઠી ચણા પલાળજો. પછી દરરોજ સવારે ભગવાનને ધરાવીને એ પ્રસાદીના ચણા તપ્નસિંહજીને ખવડાવજો. મહારાજ એમને સારું કરશે.'

આ બાજુ મુંબઈના ડૉક્ટરોએ દરબાર અખુભાને કહ્યું, 'દરબાર! અમે ખૂબ મહેનત કરી પણ તમારા દીકરાનો રોગ મટે એવું લાગતું નથી. માટે એને હવે ઘરે લઈ જાવ.' દરબાર શ્રી અખુભાને આ વાત સાંભળતા ભારે આંચકો લાગ્યો. બરાબર એ જ સમયે નારાયણદાસજી સ્વામીનો પત્ર મુંબઈ પહોંચ્યો.

સ્વામીનો પત્ર આવતાં દરબારને માનસિક રીતે ખૂબ જ રાહત થઈ. તેઓ તપ્નસિંહજીને લઈને ઘરે લાવ્યા અને સ્વામીએ કહ્યું હતું તે પ્રમાણે મુઠી ચણા પલાળીને તપ્નસિંહજીને ખવડાવવા લાગ્યા.

સ્વામીના આશીર્વાદથી અને શ્રીજી મહારાજની કૃપાથી તપ્નસિંહજીને ધીરે ધીરે સારું થવા લાગ્યું અને એક મહિનામાં સાવ સાજા નરવા થઈ ગયા.

દરબાર શ્રી અખુભા તપ્નસિંહજીને સાથે લઈને જૂનાગઢ સ્વામીના દર્શને આવ્યા.

સ્વામીએ તપ્નસિંહજીને આશીર્વાદ આપ્યા અને કહ્યું, 'દરબાર! ભગવાન સ્વામિનારાયણે તમારો અસાધ્ય રોગ મટાડ્યો છે. ભગવાન કર્તુમ્ - અકર્તુમ્ - અન્યથાકર્તુમ્ છે. મહારાજે તમારે માથેથી મોતની ઘાત ઉતારી છે. માટે હવે પછીનું શેષ જીવન સત્સંગમય રાખજો. સ્વામિનારાયણ મહામંત્રનો જપ કરજો અને શ્રીજી મહારાજે આપેલા પંચ વર્તમાનનું પાલન કરજો. લખચોરાસીના ફેરા ફરતા ફરતા માંડ મનુષ્ય દેહ મળે છે. આ માનવદેહ દેવતાઓને પણ દુર્લભ છે માટે એને એળે જવા ન દેવો.'

દરબાર શ્રી અખુભા અને તપ્નસિંહજીએ સ્વામીના વચનોને હૃદયમાં ધાર્યા અને જીવનભર ખૂબ સારો સત્સંગ રાખ્યો.

આશ્ચર્યની વાત એ હતી કે દરબાર શ્રી તપ્નસિંહજી જ્યારે જ્યારે માંદા પડતા ત્યારે સ્વામીએ બતાવેલ પ્રયોગ કરતા. મુઠી ચણા પલાળી ઠાકોરજીને ધરાવીને ખાતા અને સાજા થઈ જતા.

રાજકોટ અને ગોંડલની આસપાસના મોટાભાગના તાલુકાદારો કે ગામધણી દરબારો શ્રદ્ધા અને વિશ્વાસથી ભરેલા હતા.

ગોપાળાનંદ સ્વામી, ગુણાતીતાનંદ સ્વામી, બાલમુકુંદદાસજી સ્વામી, નારાયણદાસજી સ્વામી, કૃષ્ણચરણદાસજી સ્વામી, નિર્ગુણદાસજી સ્વામી વગેરે મહાન સંતોના જોગમાં આવતા આ બધા દરબારોએ પોતાના બધા જ અપલક્ષણો છોડ્યા હતા. ખૂબ જ સારા સત્સંગી અને ઉત્તમ એકાંતિક ભક્તરાજ થયા હતા.

## જામનગરમાં શીખર બધ્ધ મંદિર

જામનગર હાલાર દેશનું મથક કહેવાય છે. એક સમયે જામનગર 'નવાનગર' તરીકે ઓળખાતું હતું.

વર્ષો પહેલા સદ્‌ગુરુ સ્વરૂપાનંદ સ્વામીએ અહીં ભારે કષ્ટો વેઠીને સત્સંગના બીજ વાવ્યા હતા.

સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીએ અહીંના હરિભક્તોને 'તમે બધા વ્યવહારે સુખીયા થશો' એવા આશીર્વાદ આપ્યા હતા અને સ્વામીએ ભવિષ્ય ભાખ્યું હતું કે, 'અહીં મોટું શિખરબદ્ધ મંદિર થશે.'

વચનસિદ્ધ સદ્‌ગુરુ મહાપુરુષદાસજી સ્વામી પણ અવાર-નવાર જામનગર પધારીને સત્સંગનું પોષણ કરતા હતા. સ્વામીના ઐશ્વર્ય-પ્રતાપથી જામનગરમાં સત્સંગનો સારો એવો વિકાસ થયો હતો.

સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામી પણ હાલાર દેશમાં વિચરણ કરતા કરતા અવાર-નવાર જામનગર પધારતા હતા. અહીંના હરિભક્તોને જામનગરમાં શિખરબદ્ધ મંદિર થાય એવો સંકલ્પ હતો.

સદ્‌ગુરુ નારાયણદાસ સ્વામીએ એ સંકલ્પને પરિપૂર્ણ કરવા માટે શિખરબદ્ધ મંદિરના નિર્માણ કાર્યનો આરંભ કરાવ્યો હતો.

વિ. સં. ૧૯૭૨ માં જામનગરમાં ટાઉનશીપ પ્લાનિંગની દોરી નંખાઈ રહી હતી.

આ નવા પ્લાનિંગમાં મંદિરની સ્થાવર

ઈમારતોને નુકસાન ન થાય, એ માટે સદ્‌ગુરુ નારાયણદાસ સ્વામીએ સમયસૂચકતા વાપરીને મંદિરના ઘુમટનું કામ અધૂરું હતું છતાં મંદિરમાં મૂર્તિપ્રતિષ્ઠા કરાવી લીધી હતી.

સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીએ વર્ષો પહેલા કહ્યું હતું કે 'અહીં શિખરબદ્ધ મંદિર થશે' એ વચન નારાયણદાસ સ્વામીના કુનેહ ભર્યા પુરુષાર્થથી પૂર્ણ થયું હતું.

બીજી એક ઘટના એવી બની કે મંદિરની બાજુમાં જ રાજ્યની જમીન હતી. રાજ્યે એ જમીન વેચવા કાઢી હતી. મંદિરની ભળતી ભેણીની એ જમીન મંદિરે વેચાતી લેવી આવશ્યક હતી. પરંતુ મુશ્કેલી એ હતી કે મંદિર પાસે જમીન વેચાતી લેવાના પૈસા નહોતા.

હરિભક્તોમાં પણ કોઇ એવા શ્રીમંત નહોતા કે જમીન માટે પૈસા અપી શકે.

આખરે 'રાજ પાસેથી લોન લઇને એ જમીન ખરીદવી' એવો નિર્ણય કરવામાં આવ્યો. હરભક્તોએ રાજકચેરીએ લોન માટે માંગણી મૂકી. રાજ તરફથી માંગણી મંજુર થઈ. આ રીતે રાજ્ય પાસેથી ઉદારતાપૂર્વક લોન મળવાથી જમીન લેવાઇ ગઇ.

લોનના હપ્તા નિયમિત ભરવા આવશ્યક હતા, પરંતુ મંદિર પાસે હપ્તા ભરી શકાય એટલી મૂડી પણ નહોતી. એટલે સમયસર હપ્તા ભરી શકાયા નહી પરિણામે મંદિર જપ્ત થાય તેવી પરિસ્થિતિ ઊભી થઈ.

રાજ તરફથી હૂકમ થયો. 'જામનગર રાજ્યમાં જેટલા સ્વામિનારાયણના મંદિરો હોય તે બધાનો ધર્માદો જામનગર લાવવો અને જ્યાં સુધી હપ્તા ન ભરાય ત્યાં સુધી એ ધર્માદો રાજ્યની તિજોરીમાં જમા કરાવવો.

હવે તકલીફ એ થઇ હતી કે જામનગર રાજ્યના કેટલાક મંદિરો મૂળી દેશમાં આવતાં હતાં. કેટલાક ગામડાંઓ જૂનાગઢ દેશમાં આવતાં હતાં. એટલે સંપ્રદાયના દેશ વિભાગની મર્યાદા પ્રમાણે બધો ધર્માદો જામનગરમાં લાવવામાં મુશ્કેલી થાય તેમ હતું.

આ સમયે જૂનાગઢ મંદિરના મહંતપદે સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામી બિરાજતા હતા. એમણે આ બધી જ આંટીઘૂંટીભરી વાત વડતાલના કાર્યકર્તાઓને સમજાવી અને એવો નિર્ણય કર્યો કે જૂનાગઢ મંદિરે જામનગર મંદિરને લોન આપવી. એ લોનમાંથી રાજ્યનું દેવું ભરપાઈ કરી દેવું અને ત્યારબાદ મંદિરમાં જે આવક થાય તેમાંથી ધીરે ધીરે જૂનાગઢ મંદિરની લોન પરત કરવી.

આ રીતે સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામીએ આગવી કૂનેહથી માર્ગ કાઢી જામનગર મંદિરને આશરે તેર હજાર રૂપિયાની લોન આપી. પરિણામે જામનગર મંદિર રાજ્યના દેવામાંથી મુક્ત થયું અને ધીમે ધીમે જૂનાગઢ મંદિરની લોન પણ ભરપાઈ થઈ ગઈ.

વિ. સં. ૧૯૭૩-૭૪માં સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામીએ જાત મહેનત કરીને મંદિરના ઘુંમટનું જે કામ અધૂરું હતું તે પૂર્ણ કરાવ્યું. આ કામમાં અહીંના કડીયા હરિભક્તો તેમજ અન્ય હરિભક્તોનો ખૂબ જ સાથ સહકાર પ્રાપ્ત થયો હતો.

સ્વામી જ્યારે ઘુંમટનું કાર્ય કરાવી રહ્યા હતા ત્યારે એક અલૌકિક દિવ્ય ઘટના બની.

## જામનગરમાં દેવતાનો ઉદ્ધાર

હાલાર પંથકના એક સુતાર બાઈ સારા સત્સંગી હતા. એમણે સાસરે જઇને પણ સત્સંગનું સારી રીતે જતન કર્યું હતું. એમના પતિ સત્સંગી નહોતા પણ પત્નીને લીધે એના અંતરમાં સત્સંગ પ્રત્યે ગુણભાવ જાગ્યો હતો.

સમય જતાં ભગવાન સ્વામિનારાયણ એ બાઇને પ્રત્યક્ષ દર્શન દઇને અક્ષરધામમાં તેડી ગયા.

થોડા સમય બાદ એના પતિનું પણ મૃત્યુ થયું.

સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીએ કહ્યું કે 'અમારા સત્સંગી બહેનોના હાથના રોટલા જમે, એમણે ભરેલા ગોળાનું પાણી પીવે એનું પણ કલ્યાણ થાય છે.'

જાણે આ વાત સિદ્ધ થતી હોય એમ પેલા સત્સંગી બાઇનો પતિ મૃત્યુ પામીને સ્વર્ગમાં ગયો.

દયાના સાગર ભગવાન સ્વામિનારાયણને એ ગુણબુદ્ધિવાળા જીવનો ઉદ્ધાર કરવો હતો એટલે એમણે અક્ષરધામમાં દિવ્ય દેહે રહેલા પેલા બાઇને કહ્યું કે 'તમે સ્વર્ગલોકમાં જાવ અને તમારા પતિને અક્ષરધામનો માર્ગ બતાવો.'

મહારાજની આજ્ઞાથી એ બાઈએ પોતાના પતિને સ્વર્ગલોકમાં દિવ્યરુપે દર્શન દીધાં. સ્વર્ગમાં પોતાની પત્નીને આમ તેજસ્વી દેહે પ્રગટેલા જોઇને એમનો પતિ તો આભો જ બની ગયો.

એણે પૂછ્યું, 'અરે! તું ક્યાં છો અને અહીં અત્યારે ક્યાંથી! હું તો તને ક્યારનોય ખોળુ છુ!' પેલી બાઇએ કહ્યું, 'હું ભગવાન સ્વામિનારાયણની કૃપાથી અક્ષરધામને પામી છું.'

પતિએ પૂછ્યું, 'એ ધામ ક્યાં આવ્યું?'

બાઈએ કહ્યું, 'એ ધામતો માયાના આઠ આવરણની પાર ખૂબ દૂર દૂર આવેલું છે.'

પતિએ પૂછ્યું, 'એટલે બધે દૂરથી તુ કઈ રીતે આવી?' પત્નિએ કહ્યું, 'ત્યાંથી કોઈ અહીં આવી જ ન શકે પરંતુ ભગવાન સ્વામિનારાયણે તમારો ઉદ્ધાર કરવા મને મોકલી છે. એમની ઈચ્છાથી હું અહીં આવી છું.'

પતિએ પૂછ્યું, 'ત્યાં અક્ષરધામમાં કેવુંક સુખ છે?' પત્નિએ કહ્યું, 'એ સુખનું વર્ણન થઈ શકે તેમ નથી.અક્ષરધામના સુખની આગળ આ તમારા દેવતાના લોક નરક જેવા લાગે છે.'

બાઈના પતિએ કહ્યું, 'તો મારે આ સ્વર્ગમાં નથી રહેવું. તું જ્યાં છો ત્યાં મને લઈ જા.' બાઈ કહે, 'ભગવાન સ્વામિનારયણના આશ્રિત થયા સિવાય અક્ષરધામમાં પ્રવેશ ન મળે.'

પતિએ પૂછ્યું, 'તો હવે એમના આશ્રિત થવા માટે મારે શું કરવું?' બાઈએ કહ્યું, 'તમે જામનગર જાવ. જામનગરમાં ભગવાન સ્વામિનારાયણના મહા સમર્થ સંત નારાયણદાસજી સ્વામી બિરાજે છે. એમની પાસે કંઠી બંધાવી ભગવાન સ્વામિનારાયણના આશ્રિત થાવ તો તમને અક્ષરધામમાં પ્રવેશ મળે.'

દેવયોનિને પામેલો એ સુતાર તેજના લીસોટારૂપે જામનગર આવ્યો. રાત્રિના બે વાગ્યાનો સમય હતો. સ્વામીશ્રી જામનગરના મંદિરના ઘુંમટનું કામ કરાવી રહ્યા હતા એટલે દેવચંદભાઈ વગેરે કેટલાક સેવાભાવી હરિભક્તો રાત્રિના મોડે સુધી કામ કરતા હતા. સ્વામી નારાયણદાસજી જૂની હવેલીમાં પોઢ્યા હતા.

દેવચંદભાઈએ આકાશમાંથી ઊતરેલા તેજના લીસોટાને નારાયણદાસજી પાસે જતો જોયો. એમના આશ્ચર્યનો પાર ન રહ્યો.

આ બાજુ પેલો દેવ દિવ્યરુપ ધરી સ્વામીના પગ દાબવા લાગ્યો. સ્વામી એકદમ જાગ્યા અને પેલા દેવને અંતર્યામી ભાવે કહ્યું, 'તારે મારા પગ દાબવાની જરૂર નથી. તારો ઉદ્ધાર તો દાદર ઉપરની મેડીના ઓરડામાં સૂતેલા હરિપ્રકાશ કરશે.'

પેલો દેવ સ્વામી હરિપ્રકાશદાસજી પાસે આવ્યો અને બધી વાત કરી. સ્વામી હરિપ્રકાશદાસજીએ સદ્ગુરુ નારાયણદાસજી સ્વામીની આજ્ઞાથી એ દેવયોનિના જીવને વર્તમાન ધરાવી, કંઠી પહેરાવી, ભગવાન સ્વામિનારાયણના શરણે લીધો. એ જ વખતે આશ્ચર્યકારક રીતે દેવનું તેજોમય સ્વરૂપ પ્રગટ થયું અને ઉજ્જવળ પ્રકાશના લીસોટારૂપે આકાશમાર્ગે ગતિ કરી અક્ષરધામને પામ્યો.

સામાન્ય રીતે દેવયોનિમાંથી અક્ષરધામમાં જઈ શકાતું નથી. પરંતુ એક સત્સંગી બાઈના સતીધર્મના પ્રતાપથી, સ્વામી જેવા સદ્ગુરુના આશીર્વાદથી અને શ્રીહરિના સંકલ્પ વિશેષથી આ અશક્ય કાર્ય શક્ય થયું.

ઘુંમટનું કામ કરતા દેવચંદભાઈ તેજ લીસોટાને આકાશમાંથી ઉતરી સ્વામી પાસે જતા અને પાછો આકાશમાં ચડતો જોઈ રહ્યા હતા.

એમણે સવારમાં સદ્ગુરુ નારાયણદાસજી સ્વામીને રાત્રિની ઘટનાનું રહસ્ય પૂછ્યું. સ્વામીએ કહ્યું, 'એ રહસ્ય હું નહિં, હરિપ્રકાશ સમજાવશે.'

હરિપ્રકાશદાસજી સ્વામીએ દેવચંદભાઈને આ અલૌકિક ઘટનાનું રહસ્ય કહ્યું ત્યારે એમનું આશ્ચર્ય અનેકગણું વધી ગયું.

સત્સંગનો કેટલો મોટો પ્રતાપ છે ? એ એની સમજમાં આવ્યું.

## કાલાવાડમાં ધોળો વડ

જામનગર જિલ્લામાં કાલાવડ નામે પ્રસિદ્ધ ગામ છે. અહીં કાલાવડી, ધોળાવડી અને ફૂલજર આ ત્રણ નદીઓનો ત્રિવેણી સંગમ છે.

નદીને કાંઠે શીતળા માતાનું પ્રસિદ્ધ સ્થાનક છે અને શીતળા માતાના નામ ઉપરથી આ ગામ 'કાલાવડ શીતલા'નું એવે નામે ઓળખાય છે.

ભગવાન સ્વામિનારાયણ કાલાવડ ગામે અનેકવાર પધાર્યા છે. અહીં મહારાજે સંતો સાથે ત્રિવેણી સંગમમાં અનેક વખત સ્નાન કર્યું છે અને શીતળા માતાના અનેકવાર દર્શન કરેલાં છે.

સર્વોપરિ ભગવાન સ્વામિનારાયણની આ ધાર્મિક ઉદારતા દાદ માગી લે એવી છે.

નદીને કાંઠે શીતળા માતાના સ્થાનકની બાજુમાં ઘેઘુર વડલો છે. આ વડલાની નીચે ભગવાન સ્વામિનારાયણે અનેકવાર વિસામો લીધો છે.

શ્રીજી મહારાજના સમયમાં કાલાવડમાં જાદવજી ખત્રીના નામે મહાન ભક્તરાજ હતા. મહારાજ એમને ઘરે ઘણીવાર પધારેલા છે.

જાદવજીભાઈની શ્રીજી મહારાજ પ્રત્યેની ભક્તિ અનન્ય હતી.

સદ્‌ગુરુ મહાનુભાવનંદ સ્વામીએ સ્વરચિત શ્રીહરિચરિત્રલીલામૃતમાં જાદવજી ખત્રીનો અદ્‌ભૂત પ્રસંગ લખ્યો છે.

એકવાર ભગવાન સ્વામિનારાયણ સભા ભરીને બેઠા હતા. મહારાજે મહાનુભાવાનંદ સ્વામીને કહ્યું, 'સ્વામી! વર્તમાનકાળે સત્સંગમાં શિરોમણિ સમાન હોય એવા ચાર હરિભક્તોનાં નામ આપો.'

મહાનુભાવાનંદ સ્વામીએ કહ્યું, 'મહારાજ! એવા શ્રેષ્ઠ ભક્તોમાં એક તો દાદાખાચર છે, બીજા ઝીણાભાઈ છે, ત્રીજા પર્વતભાઈ છે અને ચોથા કાલાવડના જાદવજી ખત્રી છે.' આ ચારેય નામ સાંભળતાં મહારાજ અત્યંત રાજી થયા.

જાદવજી ખત્રી જામનગરના સુપ્રસિદ્ધ રંગરેજ હતા. એમનું વસ્ત્ર રંગવાનું કામ સારાયે પંથકમાં પ્રસિદ્ધ હતું.

સંપ્રદાયના શાસ્ત્રોમાં નવા નગરનું મોળિયું, નવા નગરનું શેલું અને નવા નગરનો રાતી કોરનો રેંટો વગેરે વસ્ત્રોનું જે વર્ણન આવે છે એ બધા વસ્ત્રો જાદવજીભાઈના કસબથી તૈયાર થયેલા હતાં.

સૌરાષ્ટ્રના કાઠી દરબારો નવા નગરનું મોળિયું માથે બાંધવા માટે લાલાયિત રહેતા.

મહારાજ પણ કાઠી દરબારો સાથે કાલાવડ પધારતા ત્યારે જાદવજી ખત્રીએ રંગેલા મોળિયાં અને વસ્ત્રો કાઠી દરબારોને અર્પણ કરી એમનું બહુમાન કરતા.

જાદવજી ખત્રી આ બધી જ સેવા ખૂબ જ ભાવથી કરતા એટલે ભગવાન સ્વામિનારાયણ એમના ઉપર ખૂબ જ રાજી હતા.

વડતાલના આદિ મહંત અક્ષરાનંદ સ્વામીને મહારાજે કાલાવડમાં દીક્ષા આપેલી. આ દીક્ષા પ્રસંગે શ્રીહરિએ જાદવજી ખત્રીને ઘેર મહાવિષ્ણુયાગ કર્યો હતો.

કાલાવડમાં હાલમાં જ્યાં સ્વામિનારાયણ મંદિર છે એ જગ્યાએ સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીના મોસાળનું ઘર હતું.

ગુણાતીતાનંદ સ્વામીના મામા મૂળ લતીપુરના હતા અને પછી કાલાવડ આવીને વસ્યા હતા.

ઉદ્ધવાવતાર રામાનંદ સ્વામીના ગુરુ મહાયોગીરાજ આત્માનંદ સ્વામી અવાર-નવાર કાલાવડ પધારતા અને ગુણાતીતાનંદ સ્વામીના મોસાળના ઘરે ઊતરતા.

આત્માનંદ સ્વામી જે ઓરડામાં ઉતરતા એ ઓરડો 'ગુરુની મઢી' તરીકે ઓળખાતો.

સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીએ પૂજેલા મહાદેવજી આજે પણ મંદિરમાં જેમના તેમ છે.

મહામુક્તરાજ જાદવજી ખત્રીનો અક્ષરવાસ થતાં કાલાવડમાં સત્સંગ લગભગ લુપ્તપ્રાય થઈ ગયો હતો.

જાદવજી ખત્રીના અક્ષરવાસ બાદ થોડો સમય જતાં સુતાર પ્રેમજીભાઈ રાઘવજીભાઈને લીધે ફરીથી સત્સંગ પાંગર્યો હતો.

જેમ ગુણાતીતાનંદ સ્વામીનું મોસાળ લતીપુરમાં હતું એ જ રીતે લાલજી સુતાર (નિષ્કુળાનંદ સ્વામી)નું મોસાળ પણ લતીપુરમાં જ હતું અને લાલજી સુતારના મામાના પરિવારજનો પણ લતીપુરથી કાલાવડ આવીને વસ્યા હતા.

પ્રેમજીભાઈનો જન્મ લાલજી સુતારના મોસાળપક્ષમાં થયો હતો પરંતુ સંજોગવશાત્ આ પરિવારમાં સત્સંગ નહોતો. તેઓ બધા ચુસ્તપણે વૈષ્ણવ ધર્મનું પાલન કરતા હતા.

પ્રેમજીભાઈના માતુશ્રી જૂનાગઢ પાસેના વંથલી ગામના હતાં. પ્રેમજીભાઈના મામાને ગુણાતીતાનંદ સ્વામી સાથે ખૂબ જ હેત હતું અને સ્વામીના સમાગમથી તેઓ ખૂબ સારા સત્સંગી થયા હતા.

પ્રેમજીભાઈના માતુશ્રી વંથલીથી કરિયાવરમાં સત્સંગ લઈને કાલાવડ આવ્યાં હતાં.

પ્રેમજીભાઈને પ્રસંગોપાત્ વંથલી મામાને ઘેર જવાનું થતું.

એક સમયે પ્રેમજીબાઈના મામા એમને જૂનાગઢ સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીના દર્શને લઈ ગયા.

આ અરસામાં સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામી જૂનાગઢમાં ધર્મશાળાનું બાંધકામ કરાવી રહ્યા હતા.

આ મામા-ભાણેજ સુતાર હોવાથી જન્મજાત કારીગર હતા. ધર્મશાળાના માળણકામમાં આ મામા ભાણેજે ખૂબ જ સેવા કરી હતી જેથી સદ્‌ગુરુ ગુણાતીતાનંદ

સ્વામી આ મામા-ભાણેજ ઉપર ખૂબ રાજી થયા હતા.

પ્રેમજીભાઈએ સ્વામી જેવા મહાન સદ્‌ગુરુ પાસે વર્તમાન ધરાવી ભગવાન સ્વામિનારાયણનો આશ્રય કર્યો હતો.

કાલાવડમાં પ્રેમજીભાઈના પરિવારજનો ચુસ્ત વૈષ્ણવો હતા. એમને પ્રેમજી સત્સંગી થયો એ વાત રૂચિ નહોતી એટલે તેઓ પ્રેમજીભાઈને ખૂબ જ પરેશાન કરતા હતા. પરંતુ સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામી જેવા મહાન સંતના જોગમાં આવેલા હોવાથી પ્રેમજીભાઈનું મનોબળ ભારે મજબૂત હતું અને તેઓએ હિંમતથી શિર સાટે સત્સંગ ધાર્યો હતો.

સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામી પ્રેમજીભાઈને જોઈને રમૂજમાં કહેતા 'કાલાવડ ગામમાં કાળા વડનો પાર નથી પરંતુ આ પ્રેમજી તો કાલાવડમાં ધોળા વડ જેવો છે.'

## ચારણકુળનું સમર્પણ

યોગાનુયોગ મૂળીના ચારણકૂળ ભૂષણ ભીમજીભાઈ રત્નુ કાલાવડમાં રહેવા આવ્યા.

તેઓ મૂળ મૂળીના હતા. એમના પિતાશ્રી બનેસંગ રત્નુ ઉપર ભગવાન સ્વામિનારાયણ ખૂબ રાજી હતા.

એકવાર બનેસંગ ભગવાન સ્વામિનારાયણના દર્શન માટે ગઢપુર આવ્યા હતા. ભગવાન સ્વામિનારાયણ એ સમયે કેરીઓ જમી રહ્યા હતા.

બનેસંગ પૂર્વના યોગભ્રષ્ટ જીવ હતા. બનેસંગને જોતા મહારાજ ખૂબ જ પ્રસન્ન થયા.

શ્રીહરિએ ટોપલામાંથી ચાર કેરીઓ ઉઠાવી અને ચારે ચાર કેરીઓ સહેજ ચૂસી એ મહાપ્રસાદીની કેરીઓ બનેસંગને આપી અને આશીર્વાદ આપ્યા કે 'તમારા વંશ વારસોમાં ખૂબ સારો સત્સંગ રહેશે. આ ચાર કેરીઓને લીધે તમારે ત્યાં ચાર પુત્રો થશે.'

મહારાજના આશીર્વાદથી જ બનેસંગભાઈ રત્નુને ત્યાં ભીમજીભાઈ રત્નુ વગેરે ચાર પુત્રોનો જન્મ થયો હતો.

ભીમજીભાઈ રત્નુનું મોસાળ કાલાવડમાં હતું. ભીમજીભાઈ રત્નુને મોસાળ પક્ષ તરફથી કાલાવડ પાસેના રાજવડનો ગરાસ પ્રાપ્ત થયો હતો.

તેઓ કાલાવડમાં રહેતા હતા અને રાજવડના ગરાસનો ભોગવટો કરતા હતા.

એ સમય અંધશ્રદ્ધાનો હતો એટલે લોકો નવરાત્રિના સમયે માતાજીની પાસે લીલાં નાળિયેર વધેરી માતાજીનું પૂજન કરતા હતા.

ભીમજીભાઈ રત્નુએ એ રિવાજ બંધ કરાવ્યો હતો. 'કાગડાને બેસવું ને ડાળને ભાંગવું' એ ન્યાયે ભીમજીભાઈ રત્નુને ત્યાં દીકરાના જન્મ થતાં પણ એકેય દીકરો ઉજરતો નહિં એટલે લોકો છાની છાની વાતો કરતા કે 'માતાજીનાં ઘેટાં બકરાંના નૈવેદ્ય બંધ કરાવ્યાં એટલે ભીમજીભાઈ ઉપર માતાજી કોપ્યાં છે અને એના છોકરાં ઉજરવા દેતાં નથી.'

પરંતુ ભીમજીભાઈ રત્નુના હૃદયમાં ભગવાન સ્વામિનારાયણની નિષ્ઠા અડગ હતી એટલે આવી વાતોની એમના ઉપર કોઈ અસર થતી નહોતી.

સમય જતા મહાસમર્થ સંત મહાપુરુષદાસજીની કૃપાથી એમને ત્યાં બે દીકરા થયા હતા. એક રાજકવિ માવદાનજી અને બીજા કવિ શ્રી ચતુરદાનજી. આ પ્રસંગ ઈતિહાસમાં સુપ્રસિદ્ધ છે.

ભીમજીભાઈ રત્નુના કાલાવાડ આગમનથી પ્રેમજીભાઈ સુતારને સત્સંગમાં ભારે બળ પ્રાપ્ત થયું હતું અને કાલાવડનો સત્સંગ ફરીથી તાજો થયો હતો.

સ્વામી મહાપુરુષદાસજી ભીમજીભાઈ રત્નુ ઉપર ખૂબ જ રાજી હતા.

અહીં જૂનું નાનકડું મંદિર હતું. સ્વામી મહાપુરુષદાસજીએ એનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. તેમજ બે નાની ડેરીઓ કરી એમાં હનુમાનજી ગણપતિજી પધરાવ્યા હતા.

સ્વામીએ અહીંના હનુમાનજીની મૂર્તિમાં અપાર ઐશ્વર્ય મૂક્યું હતું.

સદ્‌ગુરુ સ્વામી નારાયણદાસજી અવાર નવાર કાલાવડ પધારતા.

વિ. સં. ૧૯૫૪-૫૫માં સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામીનો હાલાર પ્રદેશમાં ફરવાનો વારો હતો. સ્વામી હાલાર પંથકના જામ વંથલી, દેવળીયા વગેરે ગામડાંઓમાં ફરતા ફરતા કાલાવડ પધાર્યા. કાલાવડમાં જૂનું નાનું મંદિર હતું પણ ભંડાર નહોતો.

સ્વામીએ ભીમજીભાઈ રત્નુને વાત કરી કે 'આપણે અહીંયા ભંડાર કરીએ.'

ભીમજીભાઈએ કહ્યું, 'સ્વામી! આપની આજ્ઞા હોય તો ભંડાર અવશ્ય કરીએ પણ મુશ્કેલી એ છે કે ગામમાં હું અને પ્રેમજી બે જ સત્સંગી છીએ. મંદિરની કોઈ આવક નથી તો ભંડાર કઈ રીતે કરીશું?'

સ્વામીએ કહ્યું, 'ભીમજીભાઈ! તમે હિંમત કરો, ભગવાન ધન તો ગમે ત્યાંથી આપશે.'

ભીમજીભાઈએ ગમે તે ભોગે સ્વામીના વચનને શિરોધાર્ય કરવાનો નિર્ધાર કર્યો. એમને અચાનક યાદ આવ્યું એટલે બોલ્યા, 'સ્વામી! થોડા સમય પછી મારે પાલિતાણાના યુવરાજ સાહેબના લગ્ન પ્રસંગે પાલીતાણા જવાનું છે. ત્યાં મને રાજ તરફથી જે પહેરામણી મળશે તે બધી જ હું ભંડારના નિર્માણકાર્યમાં અર્પણ કરીશ.'

ભીમજીભાઈની ભાવના જોઈને સ્વામી અત્યંત રાજી થયા અને બોલ્યા, 'ભીમજીભાઈ! તમે આનંદથી પાલિતાણા જાવ. શ્રીજી મહારાજની કૃપાથી તમને રાજ તરફથી ધારણાબારી મોજ મળશે.'

ખરેખર એવું જ બન્યું. ભીમજીભાઈએ રચેલા પ્રશસ્તિ કાવ્યો સાંભળી પાલિતાણાના રાજવીએ એમને ૨૦૦ કોરી, એક ઘોડી અને ઉત્તમ જરીયાની પોશાક આપી પહેરામણી કરી.

ભીમજીભાઈને થયું 'આ સઘળો પ્રતાપ તો સ્વામીના આશીર્વાદનો છે. તેઓ કાલાવડ આવ્યા. ઘોડી વેચી નાખી અને જે રકમ આવી તે ૨૦૦ કોરીમાં ઉમેરી દીધી અને બધું જ દ્રવ્ય સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામીના સંકલ્પ પ્રમાણે ભંડારની સેવામાં અર્પણ કરી દીધું.'

ભંડારના નિર્માણ કાર્ય માટે નારાયણદાસજી સ્વામી ખાસ ઉપસ્થિત રહ્યા અને બે મહિના સુધી રોકાયા.

સ્વામીએ જાતે ઇંટો પાડી, એક ને બદલે બે ભંડાર કર્યા. એ સમયના રિવાજ પ્રમાણે એક ભંડાર સાધુ માટેનો હતો અને બીજો ભંડાર બ્રહ્મચારીઓ માટે હતો. આ પ્રસંગે સુતારી કામની સંપૂર્ણ સેવા પ્રેમજીભાઈએ કરી હતી.

ભીમજીભાઈ અને પ્રેમજીભાઈના સમર્પણથી સ્વામી આ બન્ને ઉપર ખૂબ રાજી થયા હતા.

## હનુમાનજી તો હજરા હજુર છે

વિ. સં. ૧૯૮૦માં પુરાણી સ્વામી શ્રી સંતવલ્લભદાસજીએ આ દેરીઓનો જીર્ણોદ્ધાર કરી હનુમાનજી મહારાજ અને ગણપતિજીની પુનઃ પ્રતિષ્ઠા કરી હતી.

આ પુનઃ પ્રતિષ્ઠાથી માવદાનજીભાઈ વગેરેને મનનાં સંશય રહ્યા કરતો હતો કે 'સદ્‌ગુરુ મહાપુરુષદાસજીએ પધરાવેલા હનુમાનજી અને ગણપતિજીને ફેરવ્યા તો એમાં હવે એવું ને એવું ઐશ્વર્ય હશે કે નહિં હોય?'

રાજકવિ શ્રી માવદાનજી વગેરેને સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામીને વિશે ભારે હેત હતું અને સ્વામીના ઐશ્વર્ય પ્રતાપથી તેઓ પરિચિત હતા.

તેઓને મનમાં થયું કે સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામી કાલાવડ પધારે અને આ મૂર્તિઓની ફરીથી આરતી ઉતારી જાય તો આપણા મનનું સમાધાન થઈ જાય.

આ અરસામાં સ્વામી જામનગરની બાજુમાં ખંઢેરા ગામમાં પધાર્યા હતા.

કાલાવડથી માવદાનજીભાઈ વેગરે હરિભક્તો આગ્રહ કરીને સ્વામીને કાલાવડ લઈ જવા આવ્યા.

સ્વામીએ કહ્યું, 'અમારે જામનગર પહોંચવાની ઉતાવળ છે. માટે હમણાં કાલાવડ આવી નહિં શકાય.'

માવદાનજીભાઈએ કહ્યું, 'સ્વામી! આપ દયા કરો, ગમે તેમ કરીને કાલાવડ પધારો અને હનુમાનજી ગણપતિજીની આરતી ઉતારી જાવ.'

હરિભકતોની આગ્રહભરી વિનંતી જોઈને સ્વામી કાલાવડ પધાર્યા.

યોગાનુયોગ શનિવારનો દિવસ હતો. સ્વામીએ હનુમાનજી ગણપતિજીની આરતી ઉતારી પછી અંતર્યામીભાવે બોલ્યા, 'કવિરાજ! આ બન્ને મૂર્તિઓમાં સમર્થ સદ્‌ગુરુ મહાપુરુષદાસજીએ જે ઐશ્વર્ય મૂક્યું હતું એવું ને એવું ઐશ્વર્ય આજે પણ છે. આ બન્ને દેવો અહીં હાજરાહજૂર છે. તમે સેવા પૂજા કરતા રહેજો. આ દેવતાઓ સંકટમાં તમારી રક્ષા કરશે અને તમારા નાના મોટા મનોરથો

પૂર્ણ કરશે. હવે તમે કોઈ ખોટી શંકા રાખશો મા.'

માવદાનજીભાઈએ કહ્યું, 'સ્વામી! આપે અંતર્યામીભાવે અમારો સંશય જાણી લીધો અને અમારા મનનું સમાધાન કરી દીધું.'

એવામા એક બીજી અલૌકિક ઘટના બની જેને લીધે માવદાનજીભાઈ વગેરે સત્સંગીઓના મનનું સાવ સમાધાન થઈ ગયું.

બનેલું એવું કે કાલાવડના હનુમાનજી મહારાજનો પ્રતાપ ચારે બાજુ પ્રસિદ્ધ હતો એટલે ભૂત પ્રેતથી પીડાતા અનેક જીવો અહીં આવતા.

એકવાર હનુમાનજી મહારાજે કાલાવડના સુપ્રસિદ્ધ શીતળા માતાના પૂજારીને રાત્રે દર્શન દઈને જગાડ્યા.

હનુમાનજી મહારાજે કહ્યું, 'પૂજારી! તમે અમને ઓળખો છો.' પૂજારીએ કહ્યું, 'હે કષ્ટભંજન દેવ! આપને કોણ ન ઓળખે!'

હનુમાનજી મહારાજે કહ્યું, 'એમ નહિં, હું ક્યા સ્થાનકનો હનુમાનજી છું ? એ કહે.' પૂજારીએ કહ્યું, 'મહારાજ તમે તો કાલાવડમાં મહાપુરુષદાસજીએ પધરાવેલા હનુમાનજી છો.'

હનુમાનજી મહારાજે કહ્યું, 'હવે તમે અમને ઓળખ્યા.

પુજારીએ કહ્યું, 'દેવ! આપે કૃપા કરીને મને દર્શન દીધા. હવે મારે લાયક કાંઈક સેવા હોય તો ચીંધો.'

હનુમાનજીએ કહ્યું, 'પુજારી, તમે સવારના પો'રમાં કવિરાજ માવદાનજી પાસે જાવ અને કહો કે અમને સ્વામી મહાપુરુષદાસજીએ અહીંના સત્સંગીઓની અને ગામની રક્ષા કરવા માટે પધરાવ્યા છે. પણ આખા પરગણાની નહિ.'

'ગામ સિવાયના પરગામના જે જે દુઃખીયારા જીવ આવે એને સારંગપુર મોકલવા, અમારી પાસે નહિં અને કહેજો માવદાનજીને કે સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામીના વચનોને કાયમ યાદ રાખે, અમારા ઐશ્વર્યમાં ક્યારેય શંકા ન કરે.'

શીતળા માતાજીના પૂજારી સવારે માવદાનજીભાઈને મળ્યા અને હનુમાનજી મહારાજે મોકલેલો સંદેશો સાંભળ્યો.

આ પ્રસંગને લીધે માવદાનજીભાઈ વગેરે ભક્તોની નિષ્ઠા અત્યંત દૃઢ થઈ.

સદ્‌ગુરુ સ્વામી નારાયણદાસજી કાલાવડના ભક્તોના આગ્રહથી વારંવાર અહીં પધારતા. વિ. સં. ૧૯૮૭માં કવિરાજ માવદાનજી સ્વામીને આગ્રહ કરીને કાલાવડ તેડી ગયા હતા. ત્યારબાદ થોડા સમયમાં સ્વામી શરીર છોડી અક્ષરધામ સીધાવ્યા હતા.

## રાજકોટમાં ઘનશ્યામ મહારાજ પધરાવ્યા

રાજકોટ સૌરાષ્ટ્રનું હૃદય છે. રાજકોટમાં ભગવાન સ્વામિનારાયણના સમયનો સત્સંગ છે.

ગોંડલ પાસેના બંધિયા ગામના વાઘેલા દરબાર મૂળુભાના બહેન લક્ષ્મીબાઈ રાજકોટના રાજ કુટુંબમાં પરણ્યા હતા અને સત્સંગનો કરિયાવર સાથે લઈને આવ્યા હતા.

લક્ષ્મીબાઈએ ભગવાન સ્વામિનારાયણને રાજકોટમાં વાજતે ગાજતે પધરાવ્યા હતા.

ભગવાન સ્વામિનારાયણે અહીં રાજવી પરિવારને ઉપદેશ આપ્યો હતો કે 'દીકરીઓને દૂધપીતી કરવી એ મહાપાપ છે. માટે આ કુરિવાજ બંધ કરવો જોઈએ.'

રાજકોટના રાજવી પરિવારે ભગવાન સ્વામિનારાયણની આ વાતને શિરોધાર્ય કરી હતી.

ભગવાન સ્વામિનારાયણનું અંગ્રેજ ગવર્નર સર માલ્કમ સાથે ઐતિહાસિક મિલન રાજકોટમાં થયું હતું.

જે બોરડી નીચે ભગવાન સ્વામિનારાયણ ઉતરેલા એ બોરડીને મહા યોગીરાજ ગોપાળાનંદ સ્વામીએ નિષ્કંટક કરી હતી.

સદ્‌ગુરુ ગોપાળાનંદ સ્વામીના ઐશ્વર્યની ગાથા ગાતી એ બોરડી આજે પણ ઉભી છે.

આજથી આશરે સો વર્ષ પહેલાં રાજકોટમાં દાણાપીઠ વિસ્તારમાં ભગવાન સ્વામિનારાયણનું મંદિર આવેલું હતું.

સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામી જેવા સમર્થ સંતો તેમજ બન્ને દેશની ગાદીના આચાર્યશ્રીઓએ અવાર નવાર રાજકોટ પધારીને રાજકોટના સત્સંગને પુષ્ટ કર્યો હતો.

સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામી, પુરાણી સ્વામી ગોપીનાથદાસજી, સદ્‌ગુરુ રુગનાથચરણદાસજી સ્વામી વગેરે મહાન સંતો અહીં ખૂબ જ રહ્યા છે અને સત્સંગ સમાજને દર્શન-સમાગમનું ખૂબ જ સુખ આપેલું છે.

રાજકોટમાં લુહાણા જ્ઞાતિમાં નંદુબાઈ નામના ખૂબજ સારા સત્સંગી બહેન હતાં. ભગવાનની કૃપાથી

એમની પાસે સારું દ્રવ્ય હતું. એમને પોતાની આ મરણમૂડી સત્સંગના વિકાસ માટે ખરચવી હતી. એમનો સંકલ્પ હતો કે મંદિરમાં ઘનશ્યામ મહારાજની મૂર્તિ પધરાવવી જેથી સર્વેને દર્શન તથા સેવા-પૂજાનો લાભ મળે.

નંદુબાઈએ આગેવાન સત્સંગીઓ આગળ પોતાના હૃદયની વાત રજૂ કરી. એમની વાત સાંભળીને હરિભક્તો ખૂબ રાજી થયા.

હરિભક્તોએ એ વાત સ્થાનિક વારાવાળા સંતોને કરી પરંતુ કોઈપણ કારણવશાત્ મૂર્તિ પધરાવવાનું કાર્ય થઈ શક્યું નહીં.

વિ. સં. ૧૯૮૦ માં સદ્ગુરુ રુગનાથચરણદાસજી સ્વામીનો રાજકોટમાં વારો આવ્યો.

નંદુબાઈએ હરિભક્તો દ્વારા સ્વામીને કહેવડાવ્યું કે 'મારું શરીર હવે વૃદ્ધ થતું જાય છે. માટે મારી હયાતીમાં જ ઘનશ્યામ મહારાજની મૂર્તિ પધરાવવાનો મારો સંકલ્પ પૂર્ણ કરવા વિનંતી છે.'

નંદુબાઈની ઉત્તમ ભાવના જોઈ સ્વામી અત્યંત રાજી થયા. એમણે જૂનાગઢ સદ્ગુરુ નારાયણદાસજી સ્વામીને સમાચાર મોકલ્યા અને કહેવડાવ્યું કે 'આપ પધારો અને રાજકોટના હરિભક્તોની ઈચ્છા પૂર્ણ કરો.'

સ્વામી રુગનાથચરણદાસજીના સમાચાર મળતાં જ સ્વામી નારાયણદાસજી રાજકોટ પધાર્યા.

રાજકોટમાં સ્વામીશ્રીના વરદ હસ્તે બંગલા ઘાટના મંદિરનું ખાત મૂહુર્ત કરવામાં આવ્યું.

સ્વામી રુગનાથચરણદાસજીની દેખરેખ હેઠળ ટૂંક સમયમાં જ મંદિરનું કાર્ય પૂર્ણ થયું.

સદ્ગુરુ નારાયણદાસજી સ્વામી રાજકોટ પધાર્યા. વેદોક્ત વિધિથી મહાવિષ્ણુયાગ કરવામાં આવ્યો અને સ્વામીશ્રીના વરદ હસ્તે ઘનશ્યામ મહારાજની પ્રાણપ્રતિષ્ઠા કરવામાં આવી.

સ્વામીએ પ્રતિષ્ઠાની આરતી ઉતારી ઘનશ્યામ મહારાજને પ્રાર્થના કરી કે 'હે મહારાજ! તમે આ સ્વરુપમાં અખંડ બિરાજીને હરિભક્તોની સેવાનો અંગીકાર કરજો અને એમનું કલ્યાણ કરજો.'

## આજથી શુભ સંકલ્પો પણ છોડ્યા

સદ્ગુરુ નારાયણદાસજી સ્વામીએ વર્ષો સુધી જૂનાગઢ મંદિરના મહંત પદે રહીને કુશળતાપૂર્વક કરકસરથી મંદિરનો વહીવટ કર્યો હતો. એમના મહંતપદના સુવર્ણકાળમાં જૂનાગઢ મંદિરે ખૂબ પ્રગતિ સાધી હતી.

એમનાં માર્ગદર્શન નીચે ગામડાંઓમાં અનેક હરિમંદિરોના નવનિર્માણ અને જીર્ણોદ્ધાર થયા હતા.

સ્વામીની સાધુતા અજોડ હતી. ભગવાન સ્વામિનારાયણે સાધુઓને આપેલા પંચ વર્તમાન એમણે દૃઢતાથી પાળ્યા હતા.

તેઓ આજાનબાહુ, પ્રભાવશાળી મહાપુરુષ હતા. સખત શારીરિક શ્રમ કરવામાં એમણે પાછા વાળીને ક્યારેય જોયું નહોતું. બાંધકામમાં એમની કુશળતા ભલભલા કારીગરોને શરમાવે એવી હતી.

ગમે તેવી સેવા પ્રવૃત્તિ વચ્ચે પણ તેઓ કથાવાર્તા અને ધ્યાન ભજનનું અનુસંધાન ચૂક્યા નહોતા.

તેઓ વચનસિદ્ધ મહાપુરુષ હતા. તેમના વચનોને શ્રીજી મહારાજે આશ્ચર્યજનક રીતે પૂર્ણ કર્યા હતા.

તેમના આશીર્વાદથી અનેક હરિભક્તો સુખીયા થયા હતા અને અનેક જીવોનો ઉદ્ધાર થયો હતો.

તેઓ કહેતા, 'હાથમાં હાથ પકડી ધામમાં મોકલી દે એવા સદ્ગુરુ તો બાલમુકુંદદાસજી સ્વામી હતા. અમે તો મહારાજના દરબારમાં અરજીની ચિઠ્ઠી મોકલીએ છીએ. એમને હૈયામાં આનંદ એ વાતનો હતો કે મહારાજ અને સદ્ગુરુઓની કૃપાથી અમારી ચિઠ્ઠી ક્યારેય પાછી ફરી નથી.'

સદ્ગુરુ પુરાણી સ્વામી ગોપીનાથદાસજી, સદ્ગુરુ નારાયણદાસજી સ્વામી બન્ને મહાપ્રતાપી સંત સદ્ગુરુ બાલમુકુંદદાસજીના ડાબા-જમણા હાથ સમાન શિષ્યો હતા.

પુરાણી સ્વામી ગોપીનાથદાસજીનો અક્ષરવાસ થવાથી એમની જોડ ખંડિત થઈ હતી.

સદ્ગુરુ નારાયણદાસજી સ્વામીને પુરાણી સ્વામીની ખોટ સતત સાલ્યા કરતી હતી.

ગુણાતીતાનંદ સ્વામીના કૃપાપાત્ર શિષ્ય સ્વામી કૃષ્ણચરણદાસજીએ એ ખોટ્ય પૂરવા સારો પ્રયાસ કર્યો હતો.

સદ્ગુરુ નારાયણદાસજી સ્વામીએ ભારે ધીરજથી વર્ષો સુધી સત્સંગની જવાબદારીઓનું વહન કર્યું હતું પરંતુ હવે એમનું મન સત્સંગની પ્રવૃત્તિઓમાંથી પણ ઉદાસ થવા લાગ્યું હતું અને તેઓશ્રી હવે શરીર છોડીને ધામમાં જવા માટે આતુર રહેવા લાગ્યા હતા.

વિ. સં. ૧૯૮૭ ની સાલ હતી. કાર્તિક માસ હતો. સ્વામીશ્રી રાજકોટ પધાર્યા હતા.

વૃદ્ધાવસ્થાને લીધે સ્વામીના શરીરમાં હવે અશક્તિ જણાતી હતી. શરદી, જીર્ણ તાવ અને પેટનો દુ:ખાવો રહેતો હતો. એમાં હવે હેડકીની બિમારી ભળી હતી.

સંતો હરિભક્તોએ સ્વામીને વિનંતી કરી કે 'સ્વામી, આપને શરીરે સારું નથી તો દેશી વૈદ્યને બોલાવી દવા કરાવીએ.'

સ્વામીએ કહ્યું, 'શ્રીજી મહારાજની મરજી એ જ આપણું પ્રારબ્ધ કહેવાય. આ શરીરે વર્ષો સુધી સત્સંગની સેવા કરી છે, હવે એ જીર્ણ થયું છે એમાં એનો કોઇ વાંક નથી. હવે તો મહારાજની મરજી હશે તેમ થશે માટે વૈદ્ય બોલાવવાની જરુર નથી.' સ્વામીજીની મરજી ન હોવાથી વૈદ્ય બોલાવવાનું બંધ રાખવામાં આવ્યું.

પાંચ સાત દિવસ વીત્યા. બિમારી યથાવત્ ચાલુ હતી એટલે ફરીથી બધાએ વૈદ્યને બોલાવવાનો આગ્રહ કર્યો.

બધાનો આગ્રહ જોઇ સ્વામીએ કહ્યું, 'મહારાજની મરજી હોય તો શરીર સારું રહે અને મરજી ન હોય તો સારું ન રહે છતાં તમારા બધાનો આગ્રહ છે તો વૈદ્યને બોલાવો. જેથી તમારા મનમાં કોઇ અધૂરપ ન રહે.'

એ સમયે રાજકોટમાં નટુભાઈ કરીને ખૂબ સારા વૈદ્ય હતા. હરિભક્તો નટુભાઈને સ્વામી પાસે લઇ આવ્યા.

વૈદ્યરાજે સ્વામીના શરીરની તપાસ કરીને કહ્યું,'સ્વામીને કોઇ અસાધારણ બિમારી નથી. શરીર વૃદ્ધ થયું છે. એને લીધે નબળાઇ વર્તાય છે. હું થોડી ઔષધિઓ આપું છું, એનાથી સ્વામીને સારું થઇ જશે.'

વાત કરતા કરતા નટુભાઈએ સ્વામીની નાડી તપાસી તો નાડી અત્યંત મંદ જણાતી હતી.

નટુભાઈ આશ્ચર્યથી સ્વામીની સામે જોઇ રહ્યા. શરીરમાં રોગ જણાતો નથી છતાં નાડી આટલી મંદ ચાલે છે એનું શું સમજવું ? વૈદરાજને બીજુ આશ્ચર્ય એ થઇ રહ્યું હતું કે 'નાડી આટલી ધીમી હોવા છતાં આ સંત સ્વસ્થતાથી મારી સાથે વાત કરી રહ્યા છે. શરીરની કાંતિમાં કોઇ ફેરફાર જણાતો નથી અને માંદગી કળાતી નથી. નક્કી આ કોઇ સિધ્ધ પુરુષ લાગે છે.'

સ્વામીએ મર્મમાં વૈદ્યરાજને પૂછ્યું, 'વૈદ્યરાજ! નાડી કેમ ચાલે છે?'

વૈદ્યરાજે કહ્યું, 'સ્વામી! નાડી અતિ  મંદ છે. હું બીજી થોડીક ઔષધિઓ આપું એટલે નાડી બરાબર ચાલતી થઇ જશે.'

સ્વામી હસીને બોલ્યા, 'વૈદ્યરાજ! ભલે જાવ. તમારા દવાખાનેથી દવા લઇ આવો પછી કોઇને એમ ન થાય કે સ્વામીએ દવા કરાવવા ન દીધી.'

વૈદ્યરાજ નટુભાઈ પોતાના દવાખાને દવા લેવા ગયા પરંતુ સંતો અને હરિભક્તોને એક બાજુ બોલાવીને કહેતા ગયા કે 'આ સંત કોઈ સાધારણ નથી. નાડી અતિ મંદ પડી ગઇ છે છતાં બોલે છે, ચાલે છે, દેહની સર્વ ક્રિયાઓ કરે છે. આવું ભાગ્યે જ બને. પરંતુ હું તમને ચેતવણી આપું છું કે હવે આ સંત વધારે સમય દેહમાં નહિં રહે. તમને ખબરેય નહિં પડે એમ બોલતા બોલતા ધામમાં જતા રહેશે.'

વૈદ્યરાજની વાત સાંભળી સંતો હરિભક્તોએ સ્વામીશ્રીને વિનંતી કરી કે 'સ્વામી! આપ બિમાર છો તો સંતો હરિભક્તોને સમાચાર આપીએ કે બધા આવીને આપનાં દર્શન કરી જાય.'

સ્વામીએ કહ્યું, 'ભલે, જેમ તમારી મરાજી હોય એમ કરો. બધાને દર્શન માટે બોલાવી લો અને જોજો ધર્મજીવનદાસજીને ખાસ સમાચાર મોકલજો કે એ જલ્દી અહીં આવી જાય. પુરાણી ગોપીનાથદાસજીના એ સાધુ ભારે ગુણિયલ છે અને અમારે વિષે એમને ખૂબ જ હેત છે.'

સ્વામી બિમાર છે એના સમાચાર ચારે બાજુ પ્રસર્યા.

ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ રાજકોટથી દૂર ગીર કાંઠાના મોતીસર ગામે હતા.

વિ. સં. ૧૯૮૭ માગશર સુદી બીજનો દિવસ આવ્યો. સ્વામી નારાયણદાસજી સવારમાં ઘનશ્યામ મહારાજનાં દર્શન કરવા માટે મંદિરમાં પધાર્યા. દંવડત્ કર્યા અને બે હાથ જોડી ઘનશ્યામ મહારાજને પ્રાર્થના કરી, 'હે મહારાજ! મેં આજીવન આપની શુદ્ધ ઉપાસના કરવા પ્રયાસ કર્યો છે અને આજ્ઞા પાળવા પુરુષાર્થ કરતો રહ્યો છું. સદ્ગુરુ ગુણાતીતાનંદ સ્વામી તેમજ સદ્ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીની કૃપાથી મારા અંતરમાં ક્યારેય અશુભ સંકલ્પ થયો નથી.'

'સત્સંગના હિત અને વિકાસ માટે મેં જે જે શુભ સંકલ્પો કર્યા તે સર્વે શુભ સંકલ્પો આપે પૂર્ણ કર્યા છે. આજથી હવે એ શુભ સંકલ્પોની ચાદરને પણ ઉતારીને આપના ચરણમાં સમર્પિત કરી દઉં છું.'

'હે કૃપાસિંધો! બસ હવે મને આપ સંભાળી લેજો, શરીર વૃદ્ધ થયું છે, હવે આ લોકમાં રહેવું પણ ગમતું નથી.'

આટલી પ્રાર્થના કરી સ્વામીશ્રી નીચે પોતાના આસને પધાર્યા.

# આખરે અક્ષરની વાટે પ્રયાણ

સ્વામીનાં દર્શન માટે સંતો અને હરિભક્તોનો ઘણો મોટો સમુદાય ઉપસ્થિત થયો હતો.

સ્વામી સર્વને કુશળતાના સમાચાર પૂછતા અને આજ્ઞા-ઉપાસનામાં દૃઢપણે રહેવાની ભલામણ કરતા.

સ્વામીએ પાસે ઉભેલા સંતને પૂછ્યું, 'ધર્મજીવનદાસ આવ્યા?'

સાધુએ કહ્યું, 'સ્વામી! હજી એ પહોંચ્યા નથી.'

વળી થોડીવાર થઈ એટલે સ્વામીએ ફરીથી પૂછ્યું.

ત્યારે કોઈએ કહ્યું, 'સ્વામી! સાંભળ્યું છે કે એ ખૂબ દૂરના ગીર કાંઠાના ગામડાંઓમાં ફરે છે એટલે કદાચ પહોંચી નહિં શકે.'

સ્વામી બોલ્યા, 'એ બીચારાને અમારી બીમારીની ખબર નહીં પડી હોય. નહિંતર એ આવ્યા સિવાય ન રહે.'

સ્વામીની વાત દરબાર અર્જુનસિંહજીએ સાંભળી. એ સમજી ગયા કે કોઈ અકળ કારણસર શાસ્ત્રીજીને સમાચાર મોકલવામાં આવ્યા નથી એટલે એમણે તરત જ ઉના તાર કરી સ્વામીની માંદગીના સમાચાર જણાવ્યા અને તુરત જ આવી જવા જણાવ્યું.

આ મહાન સદ્‌ગુરુના અંતરમાં શરીર છોડતા પહેલાં એક પવિત્ર ગુણિયલ સંતની સ્મૃતિ થઈ રહી હતી.

થોડીવાર બાદ સ્વામીએ ત્રીજી વાર પૂછ્યું, 'ધર્મજીવનદાસ આવ્યા ?' ત્યારે પાસે ઉભેલા સેવકે કહ્યું, 'ના, એ નથી આવ્યા.'

સ્વામી ધીમે રહીને બોલ્યા, 'હશે, જેવી મહારાજની મરજી.

માગશર સુદી બીજનો દિવસ પસાર થયો અને ત્રીજનો દિવસ આવ્યો.

બપોરે સાડા ત્રણ વાગ્યાનો સમય હતો. આગલા દિવસે સ્વામીએ કરેલી પ્રાર્થના શ્રીજી મહારાજે સાંભળી લીધી હતી.

શ્રીહરિએ સ્વામીને અંત સમયે પ્રત્યક્ષ દર્શન દીધાં. સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામી, સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામી વગેરે મહાન સંતો મહારાજની સાથે હતા.

અશક્ત શરીરે સ્વામીએ આકાશ તરફ હાથ જોડ્યા અને બોલ્યા, 'મહારાજે મારી પ્રાર્થના સાંભળી છે અને સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામી વગેરેને સાથે લઈને તેડવા પધાર્યા છે. હવે અમે મહારાજની સાથે ધામમાં જઈએ છીએ. સર્વને અમારા જય શ્રી સ્વામિનારાયણ.' આટલું કહી સ્વામીએ દેહ મેલી દીધો.

સ્વામીના ધામમાં જવાથી સંતો અને હરિભક્તોના અંતરમાં ઘેરો શોક વ્યાપી ગયો.

સ્વામીના શરીરને સ્નાનાદિક કરાવવામાં આવ્યું. અંતિમ દર્શન માટેની પાલખી તૈયાર કરવામાં આવી.

સેંકડો સંતો અને હરિભક્તો સ્વામીના પાર્થિવ શરીરને લઈને ધૂન ભજન કરતા કરતા આજી ગંગાને કિનારે આવ્યા.

અહીંના સ્મશાન ઘાટે ચંદનના કાષ્ઠની ચિતામાં સ્વામીના પાર્થિવ દેહને રાખવામાં આવ્યો.

સ્વામિનારાયણ મહામંત્રની ધૂન અને ઔર્ધ્વદૈહિક વિધીની સાથે સ્વામીના શરીરનો અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો.

આ મહાન સંતનો પાર્થિવ દેહ પંચભૂતોમાં વિલીન થયો, પરંતુ એ દેહમાંથી ઊઠેલી દિવ્યતાની સુગંધ આજે પણ જેમની તેમ પ્રસરેલી છે અને પ્રસરતી રહેશે, હજારો જીવોને પાવન કરતી રહેશે.

.........................................................

સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામી વધારે બિમાર છે એ વાતની ખબર ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજને મોડી પડી હતી. તેઓ એકદમ ઉતાવળી ગતિએ શરીરની પરવા કર્યા સિવાય રાજકોટ તરફ રવાના થયા. રસ્તામાં સ્વામી અમરેલી પહોચ્યા ત્યાં ખબર મળ્યા કે સ્વામીનો અક્ષરવાસ થઇ ચૂક્યો હતો.

અમરેલીમાં સ્વામી કૃષ્ણચરણદાસજી નારાયણદાસજી સ્વામીને સંભારીને વિરહાતુર હૈયે રૂદન કરી રહ્યા હતા.

સ્વામી કૃષ્ણચરણદાસજીને શરીરે સારું ન હોવાથી તેઓ નારાયણદાસજી સ્વામીની માંદગીના સમાચાર મળવા છતાં રાજકોટ મહોંચી શક્યા નહોતા.

સ્વામી કૃષ્ણચરણદાસજીને રડતા જોઇ ગુરુદેવનું હૈયું પણ હાથ ન રહ્યું. સ્વામી કૃષ્ણચરણદાસજીએ રડતા રડતા ગુરુદેવને ધીરજ અને આશ્વાસન આપવા પ્રયાસ કર્યો.

ગુરુદેવ માટે પુરાણી સ્વામી ગોપીનાથદાસજી ધામમાં ગયા પછી આ બીજો આઘાત હતો.

પંખી જેમ ઇંડાને પાંખમાં સેવે, કુંજ પક્ષી બચ્ચાને જેમ વૃત્તિથી સેવે એમ સદ્‌ગુરુઓએ ગુરુદેવનું જતન કર્યું હતું.

આ બન્ને સદ્‌ગુરુઓ પ્રત્યે ગુરુદેવને અસાધારણ પ્રીતિ હતી.

પુરાણી સ્વામી ગોપીનાથદાસજી ધામમાં ગયા ત્યારે તો હજુ સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામી હયાત હતા એ વાત ગુરુદેવ માટે ભારે આશ્વાસનરૂપ હતી. પરંતુ સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામી ધામમાં પધાર્યા ત્યારે એ આધાર પણ હવે ભાંગી ચૂક્યો હતો.

ગુરુદેવ ભારે શોકાતુર થયા. સ્વામી કૃષ્ણચરણદાસજી જેવા અનેક પવિત્ર સંતોએ સ્વામીને ખૂબ જ ધીરજ આપી પરંતુ ગુરુદેવનું મન સ્વસ્થ થવું ભરે મુશ્કેલ હતું.

ગુરુદેવે સ્વામી નારાયણદાસજીના અક્ષરવાસને યાદ કરીને આજીવન ખાંડ અને ખાંડમાંથી બનેલા પદાર્થો નહીં ખાવાનું નિયમ લીધું હતું અને એ નિયમ એણે છેલ્લા શ્વાસ સુધી પાળ્યું હતું.

ગુરુદેવ અત્યંત ધૈર્યવાન અને સ્થિતપ્રજ્ઞ સંત હતા પરંતુ પોતાના ગુરુદેવ પુરાણી સ્વામી ગોપીનાથદાસજી અને નારાયણદાસજી સ્વામીને જ્યારે સંભારતા ત્યારે એમનું હૈયું ગદ્‌ગદ્‌ થઇ જતું હતું અને કંઠ રૂંધાઈ જતો હતો.

## પ્રેમજી બાપાને દિવ્ય દેહે દર્શન

કાલાવડના મહાન ભક્તરાજ પ્રેમજીભાઈ ખૂબ લાંબુ જીવ્યા હતા.

સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીથી લઇને સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામી પર્યંત મહાન સંતોની કૃપા એમના ઉપર વરસી હતી.

હવે તેઓનું શરીર વૃદ્ધાવસ્થાને લીધે ભારે અશક્ત થયું હતું.

તેઓને રાજકોટથી સમાચાર મળ્યા કે ‘સ્વામી નારાયણદાસજી ખૂબ જ બિમાર છે.’

પ્રેમજીભાઈના અંતરમાં સ્વામીના દર્શન કરવા જવાની તીવ્ર ઈચ્છા હતી પરંતુ અશક્તિને લીધે જઈ શકાય તેમ નહોતું.

પ્રેમજીભાઈનું અંતર કહેતું હતું કે ‘હવે સ્વામી જરુર આ લોક છોડીને ધામમાં જશે, ગમે તેમ કરીને મને સ્વામીનાં છેલ્લાં દર્શન થઇ જાય તો સારું.’

એમણે ભગવાન શ્રીહરિને વિનંતી કરી કે ‘હે મહારાજ! મને એકવાર સ્વામીના દર્શન થાય તેવું કરી દો.’

વિ. સં. ૧૯૮૭ ની સાલ હતી. માગશર સુદી બીજનો દિવસ હતો. સવારનો સમય હતો.

પ્રેમજીભાઈ વૃદ્ધ શરીરે પણ હાથમાં સાવરણી લઈને ધીરે ધીરે મંદિર વાળી રહ્યા હતા. એટલામાં તો સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામી ચાર પાંચ સંતોને સાથે લઈને કાલાવડ પધાર્યા અને ઉચ્ચ સ્વરે બોલ્યા ‘પ્રેમજીભાઈ, જય સ્વામિનારાયણ.’

પ્રેમજીભાઈએ જોયું તો નારાયણદાસજી સ્વામી મંદ મંદ હસતા હસતા એમની સામે ઊભા હતા.

પ્રેમજીભાઈ બોલ્યા, ‘અરે સ્વામી! તમે તો બિમાર છો એવા સમાચાર હતા અને આમ અચાનક અહીં ક્યાંથી’

સ્વામીએ કહ્યું, ‘પ્રેમજીભાઈ! હવે અમે સાવ સાજા સારા થઈ ગયા છીએ અને આ તરફ દેશ ફરવા નીકળ્યા છીએ.’

પ્રેમજીભાઈ બોલ્યા 'અરે મા-બાપ, હું તો દરરોજ મહારાજને પ્રાર્થના કરતો કે 'મને એકવાર સ્વામીનાં દર્શન કરાવી દ્યો.'

સ્વામીએ કહ્યું, 'પ્રેમજીભાઈ, તમારી પ્રાર્થના મહારાજે સાંભળી છે અને એટલે જ અમને અહીંયા તમને મળવા માટે મોકલ્યા છે.'

પ્રેમજીભાઈએ ફટાફટ ગાદલાં-ગોદડા-પાથરણાં કાઢ્યાં અને આસન તૈયાર કર્યાં. સ્વામી તથા સંતોને બેસાડ્યા.

સ્વામીએ પ્રેમજીભાઈને કુશળ અંતર પૂછ્યા.

પ્રેમજીભાઈ બોલ્યા, 'સ્વામી, આપ થોડીવાર અહીં બિરાજો, હું કવિરાજ માવદાનજી, ચતુરદાનજી વગેરે હરિભક્તોને સમાચાર આપતો આવું અને સીધા પાણીની વ્યવસ્થા કરતો આવું.'

સ્વામીએ કહ્યું, 'ભલે, તમે જાવ. અમે અહીં ભજન કરીએ છીએ.'

પ્રેમજીભાઈએ હરખભેર હરિભકતોને સમાચાર આપ્યા.

સ્વામી પધાર્યાના સમાચાર સાંભળીને સર્વને આશ્ચર્ય થયું કે 'સ્વામી તો રાજકોટમાં બિરાજે છે અને બિમાર છે. તે અહીં ક્યાંથી હોય?' છતાં પ્રેમજીભાઈએ કહ્યું એટલે બધા દોડતા મંદિરે આવ્યા પરંતુ જોયું તો મંદિરમાં પાથરણા પાથરેલા પડ્યા હતા પણ સ્વામી કે સંતો કોઈ ત્યાં નહોતા.

પ્રેમજીભાઈને પણ આ ઘટનાથી અત્યંત આશ્ચર્ય થયું. માવદાનજીભાઈએ કહ્યું, 'બાપા, તમારા અંતરમાં સ્વામીને મળવાની તીવ્ર ઈચ્છા હતી તેથી સ્વામી તમને દિવ્યરૂપે દર્શન દેવા આવ્યા હોય એવું લાગે છે.'

પ્રેમજીબાપાને પણ લાગ્યું કે 'માવદાનજીભાઈની વાત ખરી લાગે છે.'

કાલાવડમાં ઘટેલી આ દિવ્ય ઘટનાના બીજે દિવસે એટલે કે માગશર સુદ ત્રીજના દિવસે બપોરના સમયે સ્વામી ધામમાં પધાર્યા અને એ સમાચાર કાલાવડ પહોંચ્યા ત્યારે એ દિવ્ય ઘટનાની સર્વને પ્રતીતિ આવી.

# સમાચાર દર્શન

## સત્સંગ વિચરણ :- ખાખરીચા તથા ઝાલાવાડ

અખંડ ભગવદ્ પરાયણ પૂજ્યપાદ શ્રી જોગીસ્વામીની પવિત્ર સ્મૃતિમાં આયોજીત 'સદ્ગુરુ વંદના મહોત્સવ' ઉપક્રમે ખાખરીયા તથા ઝાલાવાડ વિસ્તારમાં સત્સંગ વિચરણનું આયોજન કરવામાં આવ્યું હતું. આ વિચરણ દરમિયાન ખાખરીયા વિસ્તારના ૧૫ જેટલા ગામોમાં તથા ઝાલાવાડ વિસ્તારના ૭૫ જેટલા ગામોમાં સંતોએ વિચરણ કરી હરિભક્તોને સત્સંગ-કથાવાર્તાનું સુખ આપ્યું હતું.

સત્સંગ વિચરણના સમાપન પ્રસંગે તારીખ ૫, સપ્ટેમ્બરના રોજ ગામ મેમકા ખાતે જાહેર સભાનું આયોજન કરવામાં આવ્યું હતુ. આજ રોજ મેમકા ખાતે સંતોની પધરામણી થતા આખા ગામમાં ઉત્સવનો માહોલ થઈ ગયો હતો. વરસતા વરસાદમાં ઠાકોરજી તથા સંતોની ભવ્ય શોભાયાત્રા કાઠવામાં આવી હતી. શોભાયાત્રાની પૂર્ણાહુતી પ્રસંગે ભગવાન શ્રીહરિ દ્વારા પ્રસાદીભૂત રાધાકૃષ્ણદેવની આરતી કરી પ્રસાદીના ચોરે સભા થઈ હતી, જેમા આખું ગામ ઉપસ્થિત રહ્યું હતુ.

આજરોજ રાત્રીસભામાં પ.પૂ. સદ્ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી, પ.પૂ. સદ્ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી, પ.પૂ. સદ્ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી, પ.પૂ. સદ્ગુરુ પુરાણી શ્રી શ્રીહરિદાસજી સ્વામી વગેરે સંતોએ ઉપસ્થિત રહી કથાવાર્તાનો લાભ આપ્યો હતો.

આ સંપૂર્ણ સત્સંગ વિચરણના આયોજનમાં પ.પૂ. સદ્ગુરુ પુરાણી શ્રી શ્રીહરિદાસજી સ્વામી, શાસ્ત્રી ભક્તિવેદાંતદસજી સ્વામી, શાસ્ત્રી વેદાંતસ્વરુપદાસજી સ્વામી વગેરે સંતો જોડાયા હતા.

## સ્વયં સંચાલન કાર્યક્રમ

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ અમદાવાદાં વિદ્યાર્થીઓનું સર્વ પ્રકારે ઘડતર થાય તેવા પ્રયત્નો સતત થતા રહેતા હોય છે. વર્ષ દરમિયાન આવતા ઉત્સવપર્વો તથા વિવિધ કાર્યક્રમોમાં ભાગ લઈ વિદ્યાર્થીઓનું સર્વ રીતે ઘડતર થતું હોય છે. વિદ્યાર્થીઓમાં સ્વયં શિસ્ત આવે, સંસ્થામાં સંતો દ્વારા થતી સેવાપ્રવૃત્તિની જવાબદારી સ્વીકારે, નિભાવે અને સમજદારી પ્રગટે તેવા હેતુથી પ.પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીની પ્રેરણાથી અમદાવાદ ગુરુકુલમાં તારીખ ૧૨ થી ૧૪ સપ્ટેમ્બર દરમિયાન ત્રિદિનાત્મક સ્વયં સંચાલન કાર્યક્રમનું આયોજન કરવામાં આવ્યું હતું. જેમાં ગુરુકુલમાં દરવાણીથી માંડીને પુજારી સુધીનો તમામ દૈનિક કાર્યક્રમ જેવા કે સવારે ભગવાનને જગાડવા, થાળ ધરાવવા, કથા કરવી તથા ગુરુકુલના તમામ વિભાગોનું સંચાલન કરવું વગેરે જવાબદારીઓ વિદ્યાર્થીઓએ નિભાવી હતી. આ ઉપરાંત રમતોત્સવ, શિક્ષક દિન, લોક ડાયરો વગેરે કાર્યક્રમોનું પણ આયોજન કરવામાં આવ્યું હતું.

## મહાવિષ્ણુયાગ :- વડોદરા

ગુરુકુલ પરિવારના વડોદરા નિવાસી સન્નિષ્ઠ સેવક શ્રી ધીરુભાઈ અસ્વાર દ્વારા પોતાના નિવાસ સ્થાને પ.પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામીના સાનિધ્યમાં ત્રિદિવસીય મહાવિષ્ણુયાગનું આયોજન કરવામાં આવ્યું હતુ. આ યજ્ઞ-અનુષ્ઠામાં પ.પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી, પ.પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી, પ.પૂ. સદ્‌ગુરુ જ્ઞાનજીવનદાસજી સ્વામી, પ.પૂ. સદ્‌ગુરુ ઘનશ્યામપ્રકાશદાસજી સ્વામી વગેરે સંતોએ ઉપસ્થિત રહી યજ્ઞની પૂર્ણાહુતી કરી ધીરુભાઈને શુભાશીર્વાદ પાઠવ્યા હતા.

## અખંડ ધૂન :- સંસ્કાર ધામ ફરેણી

અખંડ ભગવદ્ પરાયણ પૂજ્યપાદ જોગીસ્વામીની પવિત્ર સ્મૃતિમાં આયોજીત સદ્‌ગુરુ વંદના મહોત્સવ ઉપક્રમે શ્રી સહજાનંદ સંસ્કાર ધામ ફરેણી ખાતે પ.પૂ. સદ્‌ગુરુ શાસ્ત્રી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીની પ્રેરણાથી તારીખ ૧૨ થી ૧૮ ઓગસ્ટ દરમિયાન ૧૦૮ કલાકની અખંડ ધૂન રાખવામાં આવી હતી. ધોરાજીથી પ.પૂ. ભક્તિપ્રકાશદાસજી સ્વામી પધાર્યા હતા તથા ફરેણી તથા જુનાગઢની આસપાસના ગામોમાથી પાંચ હજાર ઉપરાંત હરિભક્તોએ ઉપસ્થિત રહી આ અખંડ ધૂનમાં જોડાયા હતા. ધૂનની પૂર્ણાહુતી પ્રસંગે પ.પૂ. શાસ્ત્રી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીએ પૂજ્યપાદ જોગીસ્વામીના ગુણોનું વર્ણન કરી સ્વામીનો મહિમાં વર્ણવ્યો હતો.

## સમૂહ મહાપૂજા :- વંથલી

શ્રી સહજાનંદ ગુરુકુલ વંથલી દ્વારા અખંડ ભગવદ્ પરાયણ પૂજ્યપાદ જોગીસ્વામીની પવિત્ર સ્મૃતિમાં આયોજીત સદ્‌ગુરુ વંદના મહોત્સવ ઉપક્રમે પ.પૂ. સદ્‌ગુરુ દેવપ્રસાદદાસજી સ્વામીની પ્રેરણાથી સમૂહ મહાપૂજાનું આયોજન કરવામાં આવ્યું હતુ. જેમાં ૨૧૦ ઉપરાંત ભાઈ બહેનોએ ઉપસ્થિત રહી મહાપૂજાનો લાભ લીધો હતો. મહાપૂજાના અંતે પૂજ્ય દેવપ્રસાદદાસજી સ્વામીએ ઉપસ્થિત ભક્તજનોને શુભાશીર્વાદ પાઠવ્યા હતા. તથા પૂજ્યપાદ્ જોગીસ્વામીના મહીમાની વાતો કરી હતી.

## સત્સંગ વિચરણ :- સુરત, મુંબઇ, વાપી, અંકલેશ્વર

અખંડ ભગવદ્ પરાયણ પૂજ્યપાદ જોગીસ્વામીની પવિત્ર સ્મૃતિમાં આયોજીત સદ્ગુરુ વંદના મહોત્સવ ઉપક્રમે પ.પૂ. સદ્ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી તથા પ.પૂ. સદ્ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી સંત મંડળ સાથે સુરત, મુંબઈ, વાપી, અંકલેશ્વર વગેરે શહેરોમાં પધારી હરિભક્તોને કથાવાર્તાનો લાભ આપ્યો હતો.

## બાસ્કેટ બોલ ટુનમિન્ટ, રનર્સ અપ વિજેતા

નોર્થ વેસ્ટ રીઝીઅનલ (NWR) દ્વારા ઈન્ટરનેશનલ બોર્ડના યજમાન પદે બાસ્કેટ બોલ ટુર્નામેન્ટનું આયોજન અમદાવાદ ખાતે થયું હતું. જેમાં ભારતના વિવિધ ૧૨ રાજ્યોની ટીમોએ ભાગ લીધો હતો. આ ટુર્નામેન્ટમાં શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ SGVP ની ટીમે ભાગ લઈ ફાઈનલ મેચમાં હરિયાણાની શ્રી રામ સ્કુલની સામે ૧૨-૨૯ ગોલથી રનર્સ અપ રહી હતી.

રનર્સ અપ વિદ્યાર્થીઓ (અન્ડર ૧૯) :- રાહુલ યાદવ, રાજા પટેલ, નસીત સોની, રાહુલ ગોંડલિયા, રોમિન પટેલ, રોનક પટેલ, રાજન સોની, શિરોય કાપડીયા, કિર્તન મહેતા, હર્ષ ધોળકિયા, યશ અઘારા, સોહમ ભાલાળા.

## સમૂહ ગાન સ્પર્ધા

દર વરસે ભારત વિકાસ પરિષદ, અમદાવાદ દ્વારા સંસ્કૃત તેમજ હિન્દી ભાષામાં દેશ ભકિતના ગીતોની સમૂહ ગાન સ્પર્ધા યોજાય છે. આ સ્પર્ધામાં અમદાવાદની અનેક ખ્યાતનામ શાળાઓ ભાગ લે છે.

તાજેતરમાં સંસ્કાર ધામ સ્કુલ અમદાવાદ ખાતે ધોરણ ૬ થી ૮ અને ધોરણ ૯થી ૧૨ સુધીના વિદ્યાર્થી માટે હિન્દી તેમજ સંસ્કૃત ભાષામાં દેશભકિતના ગીતોની સ્પર્ધા યોજાઈ હતી. જેમાં શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ (SGVP) ઈન્ટરનેશનલ સ્કુલના વિદ્યાર્થીઓએ બંન્ને વિભાગમાં ભાગ લઈ પ્રથમ વિજેતા ક્રમાંક પ્રાપ્ત કરી સંસ્થાનું નામ રોશન કર્યુ હતું. આ વિદ્યાર્થીઓને તથા તેમને તૈયાર કરનારા શિક્ષક શ્રી વિજય ભરાડ તથા રુચિર જોષીને સદ્ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ શુભાશીર્વાદ પાઠવ્યા હતા.

હિન્દી વિભાગના વિજેતા સ્પર્ધકો :- શિવાંગ સોની, રાજ સોની, આલાપ શાહ, વિનય મોકાસી, પુષ્પ અગરવાલ, હર્ષિલ બારસિયા, પ્રતિક અમીપરા.

સંસ્કૃત વિભાગના વિજેતા સ્પર્ધકો :- દેવ પટેલ, કેવન જોષી , વિનય મોકાસી, અક્ષત પરીખ, મોહિત પરમાર, રાજ સોની, શિવાંગ સોની.

## અખંડ ધૂન પૂર્ણાહુતિ :- ઉગામેડી

અખંડ ભગવદ્ પરાયણ પૂજ્યપાદ શ્રી જોગીસ્વામીની પવિત્ર સ્મૃતિમાં આયોજીત 'સદ્ગુરુ વંદના મહોત્સવ' ઉપક્રમે અધીક માસ દરમિયાન ગામ ઉગામેડીના ભક્તજનો દ્વારા દરરોજ ૧૨ કલાકની ધુન કરવામાં આવી હતી. આ અખંડ ધૂનમાં ભગવાન શ્રી હરિ તથા સંતોને રાજી કરવા આખા ગામના ભાઈ-બહેનોએ ખૂબ જ ઉત્સાહથી ભાગ લીધો હતો. તારીખ ૧૬ સપ્ટેમ્બરના રોજ આ ધૂનની પૂર્ણાહુતી કરવાણાં આવી હતી. આ પ્રસંગે અમદાવાદ ગુરુકુલથી પ.પૂ. સદ્ગુરુ ભક્તિપ્રકાશદાસજી સ્વામીએ પધારી ધૂનની પૂર્ણાહુતી કરાવી હતી તથા ધૂનમાં ભાગ લેનારા ભક્તજનોને શુભાશીર્વાદ આપ્યા હતા. આ પ્રસંગે પૂજ્ય સ્વામીએ જણાવ્યુ હતું કે પૂજ્ય જોગીસ્વામી જેવા સંતના ઉત્સવ નિમિત્તે આપ સહુ ભક્તજનોએ આ અખંડ ધૂનનું આયોજન કરીને ભગવાન શ્રીહરિ તથા સંતોનો ખૂબ જ રાજીપો મેળવ્યો છે.

## Highlights: Achievements & activities of the students of SGVP International School

- Won 28 gold medals, 31 silver medals and 1 bronze in the ASISC-NWR (Association of ICSE schools from Gujarat, Rajasthan, Hariyana, Himachal Pradesh & Punjab) competitions of Basketball, Chess, Kabaddi, Roller Skating & Creative Writing. Some of the competitions are yet to be held.
- The teams of basketball (Junior & Senior) & chess will now represent North-West region schools at the national-level in the month of October at Kolkata.
- Master Priyum Macwana, a student of class 12th, represented SGVP and Gujarat state at the LIYSF 2012 (London International Youth Science Forum). He attended a 15 daylong seminar at the venue. 350 students from 45 countries all over the world had participated in this event.
- An SGVPian, Master Vishal Didwania, won three Chess Championships, two at the ASISC-NWR in both Junior & Senior category, and one at the district-level chess competition. He will now represent SGVP at the State-level in the next month.
- A group of 22 students along with two teachers went on an Educational Tour to New Delhi to observe the on-going parliamentary session. They also visited the Rashtrapati Bhavan and met several ministers as part of their Social Study project.

# આગામી આયોજન

- ૧ થી ૭ ઓક્ટોબર, બુધવાર — શ્રીમદ્ ભાગવત કથા વડોદરા
  વક્તા - પ.પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી
  કથા સ્થળ :- લક્ષ્મીનારાયણ ફાર્મ, સનફાર્મા રોડ, સત્સંગ પાર્ટી પ્લોટની બાજુમાં, આટલાદરા, વડોદરા-૧૫
- ૭ ઓક્ટોબર, રવિવાર — સુહૃદસભા - શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, છારોડી
- ૧૧ ઓક્ટોબર, ગુરુવાર — ઇન્દિરા એકાદશી - રાત્રે કીર્તનભક્તિ, (શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, અમદાવાદ)
- ૨૩ ઓક્ટોબર, મંગળવાર — શ્રીહરિ જયંતી, નીલકંઠવર્ણી અભિષેક, રાજોપચાર પૂજન (શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, અમદાવાદ)
- ૨૫ ઓક્ટોબર, ગુરુવાર — પાશાંકુશા એકાદશી - રાત્રે કીર્તનભક્તિ, (શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, અમદાવાદ)
- ૨૮ સપ્ટેમ્બર, રવિવાર — શરદોત્સવ તથા ઘનશ્યામ મહારાજ પાટોત્સવ
  શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, છારોડી

# શ્રદ્ધા સુમન

**નિવાસી જેન્તિભાઇ કાનજીભાઇ હીરાણી :-** ગામ માનકુવા હાલ નાઈરોબી નિવાસી જેન્તિભાઈ કાનજીભાઈ હીરાણી યુવાન વયે ટુકી બીમારી ભાગવીને અક્ષરવાસી થયા છે. તેઓએ નાની ઉંમરે માનકૂવા ગામમાં તેમ જ સત્સંગની ખૂબ સેવાઓ કરેલી. એમના પીતાશ્રી કાનજીભાઈ સમજના આગેવાન હતા. એમના દાદા નારાયણબાપા એકાંતિક ભક્તરાજ હતા. એમના કાકા નાનજીભાઈ ગુરુકુલના ભુતપૂર્વ વિદ્યાર્થી હતા. આ આખો પરિવાર સત્સંગમાં ખૂબ જ શુરવીર રહ્યો છે. આ પરિવારમાંથી મેઘનાબેન આજીવન સાંખ્યયોગ પાળી વર્ષોથી ગઢપુરમાં રહે છે. ગામડાના નાના મંદિરો હોય કે પ્રસાદીના સ્થાનોનો જીર્ણોદ્ધાર હોય, મેઘનાબેનના વચને આ પરિવારે તેમાં ખૂબ સેવાઓ કરી છે. જેન્તિભાઈના અક્ષરવાસથી પુરાએ સત્સંગ સમાજને ખૂબ મોટી ખોટ પડી છે. આ પવિત્ર આત્માને શ્રીહરિ પોતાની મૂર્તિનું સુખ આપે તથા અરવિંદભાઈ આદી પરિવાર જનોને ધીરજ આપે તેવી ગુરુકુલ પરિવાર પ્રાર્થના કરે છે.

# ગુરુકુલમાં રસોઇ

## છારોડી ગુરુકુલ

શ્રી ગીરધરભાઈ મયુરભાઈ વાગમસી, અમદાવાદ
શ્રી જયેશભાઈ દેવેન્દ્રભાઈ શેઠ, મુંબઈ
શ્રીમતિ વિજ્યાબેન વૈભવભાઈ પટેલ, અમદાવાદ
શ્રી જયંતિભાઈ નરસિંહભાઈ પટેલ, અમદાવાદ
શ્રી જૈમિનભાઈ વલ્લભભાઈ બાબરીયા, અમદાવાદ
શ્રી ધીરુભાઈ સાવલીયા, અમદાવાદ
શ્રી મનોજભાઈ કાનજીભાઈ રાબડીયા,
શ્રીમતિ હંસાબા મહાવિરસિંહ ગોહિલ, રાજકોટ
શ્રી ચંદ્રકાંતભાઈ સોલંકી,

## અમદાવાદ ગુરુકુલ

શ્રી માહજીભાઈ વિશ્રામભાઈ પાંચાણી, સુખપર
શ્રી ગુણવંતભાઈ જાગાણી, ફાટસર
શ્રી રમેશભાઈ હોમાજી કલાલ, અમદાવાદ
શ્રી અપૂર્વભાઈ દવે, દુબઈ
શ્રી તુલશીભાઈ ઉકાભાઈ પટેલ, અમદાવાદ
શ્રી યોગેશભાઈ ટી. સુથાર, અમદાવાદ
શ્રી નિતિનભાઈ મગનભાઈ પટેલ, અમદાવાદ
શ્રી કૃણાલભાઈ પ્રવિણભાઈ કામલીયા, રાંચી
શ્રી કલ્પેશભાઈ રાખોલીયા, સુરત

**નોંધ :- અખંડ ભગવદ્ પરાયણ પૂજ્યપાદ શ્રી જોગીસ્વામીની પવિત્ર સ્મૃતિમાં આયોજીત 'સદ્‌ગુરુ વંદના મહોત્સવ' ઉપક્રમે ગુરુકુલ પરિવારના ભક્તજનો ભગવાન શ્રી સ્વામિનારાયણ તથા પૂજ્યપાદ્ જોગીસ્વામીને રાજી કરવા ભજનભક્તિના વિવિધ આયોજનોમાં જોડાઇ ભજનભક્તિ કરી રહ્યા છે. હવે સદ્‌ગુરુ વંદના મહોત્સવ નજીક આવી રહ્યો છે ત્યારે તમામ ભક્તજનોને વિનંતી છે કે આપે કરેલું ભજન વહેલી તકે અમદાવાદ ગુરુકુલના કાર્યાલયમાં નોંધાવશો તથા મંત્રલેખનની ભરાયેલી નોટબુક જમા કરાવશો. જેથી વ્યવસ્થાપકોને વ્યવસ્થા કરવામાં સુગમતા રહે.**

**વિશેષ માહિતિ માટે સંપર્ક :- શાસ્ત્રી શ્રી ભક્તિવેદાન્તદાસજી સ્વામી, મો. નં. : ૯૮૨૫૩ ૧૫૦૩૦**

સત્સંગ સભા, સુરત

સત્સંગ સભા, અંકલેશ્વર

સત્સંગ સભા વાસી, મુબંઈ

સત્સંગ સભા - ઓપેરા હાઉસ, મુંબઈ

સત્સંગ સભા ચુનાભટ્ટી, મુંબઈ

સત્સંગ સભા, મેમકા

સત્સંગ સભા, ધાંગધ્રા

સત્સંગ સભા, ઉંઝા

RNI No. GUJGUJ/2009/28937.
Permitted to post at A'bad PSO on 25th of every month, GAMC 1468/2010-2012, Valid up to 31/12/2012

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ (SGVP) ને આંગણે
પ.પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીના સાન્નિધ્યમાં
અખંડ ભગવદ્ પરાયણ પૂજ્યપાદ જોગીસ્વામીની પવિત્ર સ્મૃતિમાં આયોજીત
સદ્‌ગુરુ વંદના મહોત્સવ ઉપક્રમે

# દિવ્ય શરદોત્સવ

**તારીખ : ૨૯ ઓક્ટોબર, સોમવાર**
**રાત્રે ૮:૩૦ કલાકે**

આ પાવન પ્રસંગે સંત દર્શન, કથા શ્રવણ, સમૂહ રાસ, સમૂહ આરતી વગેરે કાર્યક્રમોનો લાભ લઈ ધન્ય બનીએ.

## શ્રી ઘનશ્યામ મહારાજ પાટોત્સવ

- **જળ યાત્રા** : તા. ૨૮ ઓક્ટોબર, સાંજે ૫:૩૦ કલાકે
- **મહાભિષેક** : તા ૨૯ ઓક્ટોબર, સવારે ૬:૪૫ કલાકે
- **અન્નકુટ દર્શન** : સવારે ૯:૩૦ કલાકે.

સ્થળ : શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ (SGVP) છારોડી, અમદાવાદ